**અર્થ**—જે આદીશ્વર પૂર્ણ આનંદમય છે,* મહા ઉદયમય છે. કેવલ જ્ઞાનમય અને નિજસ્વરુપમાં રમમાણ છે, કૃપાના રસરૂપ છે, સ્યાદ્‌વાદની કોલેજરૂપ છે, શ્રી સિદ્ધાચલના તીર્થરાજ છે. તે આદીશ્વરને હું રા ત્ર દિવસ નમું છું.

આમ પુત્રભાવે સ્તવન કર્યા પછી દાદાશ્રીના મંદિરના દ્વારથી ચાલીને મંદિરના મધ્ય ભાગમાં આવીને અંતરાત્મરૂપ થઇને આ શ્લોકવડે યુવ યુવરાજ ભાવે અર્થાત્ પુંડરિક ભાવે શ્રી આદીશ્વર દાદાની સ્તવના કરવી.

યુવરાજે પૂર્ણાનંદ આદીશ્વરને જોતાં એમ ભાવવું કે દાદા પૂર્ણાનંદરૂપ છે, અને તેમનો પુત્ર હું આનંદરૂપ છું. દાદા મહા ઉદયરૂપ છે, અને તેનો યુવરાજ હું ઉદયરૂપ છું. દાદા કેવળ જ્ઞાનરૂપ છે, અને હું જ્ઞાનરૂપ છું. દાદા કેવળ દર્શનરૂપ છે, અને હું દર્શનરૂપ છું. દાદા રૂપાતીત છે, અને હું તેમનો પુત્ર અંતરાત્મામાં રહી રૂપાતીત થવાનો પ્રયત્ન કરૂં છું. દાદા સ્વરૂપમાં જ રમમાણ છે, અને હું સ્વરૂપમાં રહી સ્વસ્વરૂપમાં રમમાણ રહેવાને કોશેશ કરૂં છું. દાદા સ્વાભાવિક શોભારૂપ છે અને હું સ્વાભાવિક શોભામાં વળું છું. દાદા જ્ઞાનસૂર્યના ઉદ્યોત જેવા છે અને હું

---

* અંતરાત્મ ભાવમા આનંદ માલુમ પડે છે કે જે આનંદનો વિરોધી સૂર્ય–પ્રકાશની પેઠે કોઇ નથી, અને એ આનંદમાં રહી જો પૂર્ણાનંદને જોવું હોય તો જોઇ શકાય છે. જેવી રીતે પૃથ્વીથીઉ ચેના પ્રકાશમાં રહી સૂર્યને જોઇ શકાય છે.

જ્ઞાન સૂર્યના કિરણના ઉદ્યોતરૂપ છું. દાદા કૃપારૂપ છે અને હું કૃપારૂપ થવા પ્રયત્ન કરું છું. દાદા સ્યાદ્‌વાદ્‌ની કોલેજરૂપ છે, અને હું સ્યાદ્‌-વાદની કોલેજનો વિદ્યાર્થી છું. દાદાશ્રી સિદ્ધાચલ તિર્થાધિરાજ રૂપ છે અને હું યુવરાજ છું. અને દાદા આદિશ્વર છે, હું તેનોજ આત્મજ હોવાથી ઈશ્વર છું. આમ ભાવના અંતરાત્મરૂપ થઇ—પુંડરિકરૂપ થઇ કરવી.

**વિમળાચળ ભાવના સમાપ્ત.**

---

# સમવસરણ ભાવના.

એક જોજન વિશાળ એવું **સમવસરણ** ચિંતવવું; **સમવ-સરણ**ના દ્વાર પાસે ઉભા રહી બાર પરિષદો જોતાં હોઇએ તેમ ચિંતવવું—એટલે કે તિર્યંચની, મનુષ્યની, સાધુની, સાધ્વીની, શ્રાવ-કની, શ્રાવીકાની, દેવની, દેવાંગનાની વગેરે અત્યંત મનોહર અને કલ્યાણકારક પરિષદોને જોતાં ઉભા રહેવું. થોડીવાર પછી પોતે શ્રી **ગૌતમ**રૂપ કલ્પી **વીરપ્રભુની** છેક પાસે ઉભા રહેવું.

આ બે મનોગમ દેખાવ જોયા પછી સાધકે સુંદર અશોક વૃક્ષ વગેરે આઠ પ્રાતીહાર્યોની શોભા જોવા માંડવી અને નીચે પ્રમાણે મંત્ર ઉચ્ચારવો.

## ૪ मंत्र.

अशोक वृक्षः सुरपुष्पवृष्टि ।
दिव्यध्वनिश्चामरमासनं च ॥

भामंडलं दुंदभिरातपत्रं ।
सत्प्रातिहार्याणि जिनेश्वरस्य ॥

આ શ્લોકવડે ભાવના કરતી વખતે આઠે પ્રાતિહાર્યરૂપ દ્રવ્યમાં-દ્રવ્યભાવનું કારણ હોવાથી:—

૧—દ્રવ્ય સાથે ભાવરૂપે પણ જોતાં જવું. એટલે કે, **અશોક** જેવું વૃક્ષ જે પ્રભુની સમીપે રહેવાથી અશોક થઈ રહે છે—શોક રહિત થઈ રહે છે. આમ વનસ્પતિ પણ પોતાનો શોક પ્રભુ સમીપ રહેવાથી છોડી દે છે તો હું તો મનુષ્ય છું, વળી આર્ય છું, પ્રભુનો પુત્ર છું. તો પ્રભુની સમીપ શોક રહિત મ્હારે થવું એમાં આશ્ચર્ય શું ?

૨—દેવતાઓ **પુષ્પવૃષ્ટિરૂપી** દ્રવ્યક્રિયા કરે છે. તેમાં એવો ભાવ જોવો કે એ સુંદર પુષ્પો પ્રભુને નમતાં તેમનાં દીટાં નીચે રહી જાય છે તેમ હું પ્રભુને નમું એટલે મારાં શુભ શયરૂપી પુષ્પો ઉપર રહી અશુભાશય અથવા અશુભકર્મો ખરી પાતાળમાં પેસી જાય છે એમ ભાવવું.

૩—**દિવ્યધ્વનિ** એ પ્રભુના હૃદયરૂપ ક્ષીરસમુદ્રમાંથી નીકળતી સાંભળી પોતે તે વાણીરૂપી અમૃતનું પાન કરી અમર થતાં હોઇએ એમ ચિંતવવું.

૪ **શ્વેતચામર** વીંઝાતા જોઇ, નીચેથી ઉંચા ઉંચા જતાં જોઇ એવો ભાવ ઉત્પન્ન થવો જોઇએ કે જે પ્રભુને નમે છે તે ઉપર ચડે છે, તેમ હું પ્રભુના ગુણમાં નમું છું, માટે હું પણ પ્રત્યેક પળે ઉપર, ઉપર ચડું છું એમ ભાવવું.

૫ **સિંહાસનરૂપ** પ્રાતિહાર્યને જોઇ પ્રભુને નમતાં હું પણ ત્રણે લોકના રાજાધિરાજને બિરાજવા યોગ્ય સિંહાસનપર બેસવાને યોગ્ય થાઉં અર્થાત્ તીર્થંકરપદ પામું એવી ભાવના કરવી.

૬ **ભામંડળ** નામના પ્રાતિહાર્યને જોઇ એવી ભાવના કરવી કે જેમ ભામંડલમાં આ સમવસરણ તેમજ પ્રભુનું તેજ પ્રતિબિંબિત થાય છે, તેમ મારા શુદ્ધાત્માનું તેજ પ્રતિબિંબિત થાઓ, એવું ભાવવું.

૭ **દુદુંભિ** નામના સાતમા પ્રતિહાર્યને સાંભળતાં એવું ઇચ્છવું કે જેમ પ્રમાદ છોડી હું પ્રભુના સમવસરણ પાસે આવીને ઉભો છું, તેમ ચૌદરાજ લોકના સકલ જીવલોક પણ પ્રમાદ છોડી પ્રભુના સમવસરણમાં આવો અને પોતાનું કલ્યાણ સાધી લ્યો, આ દુર્લભ વખત જવા ન દો, પણ તે વખતને ભેટી લ્યો. નિજાનંદનો સ્વાદ ચાખી લ્યો–જગતનું–કર્મનું અને આત્માનું સાક્ષાત સ્વરૂપ સમજી લ્યો–ભણી લ્યો–પ્રતીત કરી લ્યો, અને અનુભવી પણ લ્યો.

૮ **ત્રણ છત્રને** જોતાં એવું ભાવવું કે પ્રભુ જેમ ત્રણે લોકના નાથ છે, તેમ હું પણ આત્માની સાખે–જ્ઞાન સ્વરૂપની સાખે, મન, વચન, કાય ને સંપૂર્ણ પ્રભુ ગુણમાં નમાવું એટલે હું પણ આત્મ-ગુણનો રાગી થઇ ત્રણે લોકનો નાથ થાઉં.

આમ દ્રવ્ય અને સાથે સાથે ભાવ પણ ચિંતવતા જવું. આમ કરતાં દ્રવ્ય જે ભાવનું કારણ કહેલ છે તેની પ્રતિતિ થવા પોતાને લાગશે.

# ૫ સમવસરણે પ્રભુમૂલગુણ-નિરક્ષણ ભાવના.

સમવસરણના દ્વારપર ઉભેલા આપણે હવે ભાવના કરતાં શ્રી સમવસરણના મધ્યભાગમાં બિરાજમાન શ્રી વીરપ્રભુના મૂલ-ગુણને જોતાં પોતે યુવરાજ છીએ એમ ભાવવું. (સ્પષ્ટતાની ખાતર યુવરાજરૂપે કેમ ભાવના કરવી તે નીચે જણાવવામાં આવે છે)

યુવરાજભાવના અંતરાત્મથી કરાય છે, અને એ અંતરાત્મા પરમાત્માની ભાવના કરે છે, એમ ભાવવાનું છે. પોતે પ્રભુના પુત્ર છીએ એમ ગણવાનું છે. પ્રભુ કેવલ જ્ઞાનરુપ છે, તો હું તેનો પુત્ર જ્ઞાનરૂપ છું. પ્રભુ સર્વજ્ઞ છે તો હું તેનો પુત્ર અલ્પજ્ઞ છું. અજ્ઞ નથી. પ્રભુ જ્ઞાનવાન ને હું અજ્ઞાન એવી ભાવના જો કે ભક્ત ભાવે કદાચ થઇ શકે, પરંતુ યુવરાજભાવે કે અંતરાત્મભાવે—જે અંતરાત્મ બહિર્ભાવિને છોડી પરમાત્મ સન્મુખ થયો છે, તેને પોતામાં પ્રગટ થયેલો જ્ઞાનાંશ અને પરમાત્મામાં પૂર્ણ પ્રગટ થયેલું જ્ઞાન, એ બંને જોવાનાં છે. અર્થાત્ જેમ એકજ જ્ઞાતિવાળા બે મનુષ્યો હોય અને તેમાં એકની પાસે એક પૈસો હોય અને બીજાની પાસે કરોડ પૈસા હોય તો તે બંને જણા પૈસાવાળા કહેવાય છે. અલબત એકની પાસે એકજ પૈસો છે અને બીજાની પાસે કરોડ છે; તથાપિ બંને પૈસાવાળા, ગરીબ કે નિર્ધન એમ નહિ પણ બન્ને ધનવાન છે. તેમ પરમાત્મા પૂર્ણ જ્ઞાનરૂપ અને અંત

રાત્મા અલ્પ જ્ઞાનરૂપ છે, અને પરમાત્માની ભાવના કરતાં **ગૌતમ સ્વામિની પેઠે પ્રભુગુણની** સ્તવના કરે અને પોતાનામાં ગુણ સંપૂર્ણપણે પ્રગટે એવી ભાવના રાખી **અનંત વિજ્ઞાન** એ શ્લોકનુ અર્થ પૂર્વક-ભાવસહિત ચિંતન કરે.

# मंत्र ५ मो.

अनंतविज्ञानमतीतदोष
मबाध्यसिद्धांतममर्त्यपूज्यं ।
श्रीवर्द्धमानं जिनमाप्तमुख्यं;
स्वयभुवं स्तोतुमहं यतिष्ये ॥

**અર્થ**—હું તે પ્રભુની સ્તવના કરવાને યત્નવાન થાઉં છું કે જે પ્રભુ અનંતવિજ્ઞાનવાન્ ( અર્થાત્ કેવલજ્ઞાનરૂપ ) છે, સકલ દોષથી રહિત છે, જેનું સિદ્ધાંત અબાધ છે અને જેની દેવો (પણ) પૂજા કરે છે. તેવા શ્રીવર્ધમાન, જિનેશ્વર, આપ્તપુરૂષો ( સત્યવાદિ પુરુષો ) માં મુખ્ય છે અને પોતે પોતાનું નિજસ્વરૂપ ઓળખી રહ્યા છે.

**"ઇતિ સમવસરણ ભાવનામાં પ્રભુમૂલગુણ નિરક્ષણ ભાવના સમાપ્તા."**



# શ્રી ગુરૂ નમસ્કાર.

## શ્લોક.

अज्ञानतिमिरांधानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मिलितं येन तस्मै सद्‌गुरवे नमः ॥

**ભાવાર્થ**—અજ્ઞાનરૂપી અંધકારથી અંધ થયેલ જનોનાં નેત્રોને જ્ઞાનરુપી અંજન શલાકાથી જેણે ઉઘાડયાં છે તેવા શ્રી સદ્‌ગુરૂને મારો નમસ્કાર હોજો.

**ભાવના**—જાપ કરતાં એવું ભાવવું કે શ્રી ગુરુમહારાજ અમારો બહિરાત્મભાવ ( લાલનભાવ ) મટાડી અંતરાત્મભાવ જાગૃત કરે છે. તેથી અજ્ઞાનરૂપી અંધકાર, જ્ઞાનરૂપી અંજનશલાકાથી ( આંજવાની શળીથી ) જવાથી હું પણ જ્ઞાનરૂપ થાઉં છું. માટે મારા પૂર્વના અજ્ઞાન જનિત ભાવને જ્ઞાનવડે દૂર કરૂં છું.

## ૩ શ્લોક.

योगेन चित्तस्य पदेन वाचां;
मलं शरीरस्य च वैद्यकेन।
योपाकरोत्तं प्रवरं मुनीनां ;
पतंजलिं प्रांजलिरानतोऽस्मि ॥

**ભાવના**—"જે યોગવડે ચિત્તનો, વ્યાકરણવડે શબ્દનો અને વૈદ્યકવડે શરીરનો મલ દૂર કરે છે, એવા મુનિઓમાં શ્રેષ્ટ **પતંજલિને** હું નમસ્કાર કરૂં છું."

**ઇતિ ગુરૂ મંત્ર જાપ ભાવના સમાપ્તા.**

# અથ પ્રતિક્રમણ ભાવના.

**અ**—ચોર્યાશી લાખ જીવયોનિના સર્વે જીવોને આસપાસ, ચારે બાજુએ, ઉપર તથા નિચે આવેલ છે; એમ માની પોતે મધ્યમાં રહી, એ સર્વે જીવોને આ પ્રકારે હૃદયથી કહેવું કે કોઇ પણ કાળે, કોઇપણ દેશે અને કોઇપણ પ્રકારે તમારા જીવને મેં દુભવ્યો હોય તેની હું ક્ષમા માગું છું. અને તેજ પ્રકારે તમે સર્વેએ મારા જીવને કોઈ પણ કાળે, કોઇપણ દેશે, કોઇ પણ પ્રકારે દુભવ્યો હોય તેની હું ક્ષમા કરૂં છું. હવેથી તમો સર્વે જીવો અને હું મિત્રો છીએ, આપણે કોઈ પ્રકારનું વૈર નથી.

આ ઉપરની ભાવના પૂર્વક નિચે લખેલા બે શ્લોક પ્રથમ માગધી ભાષામાં અને પછી સંસ્કૃત ભાષામાં એકેકવાર બોલવા.

**૧ લો**—

## માગધી.

खामेमि सव्व जीवा

सव्वे जीवा खमन्तु मे।

मित्ति मे सव्व भूएसु
वैरं मज्झं न केणवि॥

## સંસ્કૃત.

क्षमामि सर्वान् जीवान्
सर्व जीवाः क्षमन्तु मे।
मैत्री मे सर्वभूतेषु
वैरं मम न केनचित्॥

**વ**—નિચે લખેલા બે શ્લોક નિચે જણાવેલી ભાવના પ્રમાણે બોલવા એટલે કે **લાલન**માં પણ હાલ રહેલો જીવ અનાદિકાળમાં જે જે જીવરૂપે થયો તે સર્વે જીવરૂપોએ મને દુભવ્યો હોય તેને માટે હું ક્ષમા કરૂં છું. તેમજ તે જીવરૂપો પણ મને ક્ષમા કરો. હવેથી મારી અને તમારી મૈત્રી છે. આપણને કોઇપણ પ્રકારે વૈર નથી. (આમ પોતાના જીવને ક્ષમા કરી પોતાના જીવ સાથે મૈત્રી ભાવે હવેથી રહેવું.)

આ ભાવના ભાવીને નિચે પ્રમાણે બે શ્લોક પ્રથમ માગધી ભાષામાં અને પછી સંસ્કૃત ભાષામાં એકેકવાર બોલવા.

## માગધી.

खामेमि जीवरूवा
जीवरूवे खमन्तुं मे।

मित्ति मे सव्व रुएसु
वैरं मज्झं न केणवि ॥

संस्कृत.

क्षमामि जीवरूपान्
जीवरूपाःक्षमन्तु मे।
मैत्री मे सर्वरूपेषु
वैरं मम न केन चित्॥

૨ જો—

માગધી.

सव्व सवि दुच्चिंतिअ
दुभासिअ
दुच्चिट्ठिअ
तस्स मिच्छामि दुक्कडं॥

संस्कृत.

सर्वस्यापि दुश्चिंतितस्य
दुर्भाषितस्य
दुश्चेष्टितस्य
तस्य मिथ्यास्ति दुष्कृतं ॥

ભાવાર્થ—જે કાંઇ મનવડે ખરાબ ચિંતન થયું હોય, જે કંઇ વચનવડે ખરાબ બોલાયું હોય અને જે કાંઇ કાયાવડે દુરાચાર થયો હોય તે સર્વનું પાપ મિથ્યા હો.

ઇતિ પ્રતિક્રમણ ભાવના સમાપ્તા.

## અથ અનુક્રમણ ભાવના.

મનુષ્ય જીવન બીજા જીવોની અપેક્ષાએ દુર્ભાવની સાથે સુભાવે પણ વિશેષ કરી કાંઇક તો દેખાય છે. અને સુભાવે વર્તતું જીવન જ્યારે શુભ કર્મ બંધન કરતું જણાય છે, ત્યારે અશુભના કરતાં શુભપરિણામમાં હોવાથી મન, વચન, અને કાયાને સન્માર્ગમાં પ્રવર્તાવે છે. એમ લાગવાથી પાછા હઠવારૂપ પ્રતિક્રમણ કર્યા પછી તીર્થંકરપદની ભાવના કરનારને અનુક્રમણ એટલે શુભકર્મ સંચયનું ચિંતન પણ ઉપયોગી થઈ પડે માટે નિચે પ્રમાણે ભાવના કરવી. અને આ નીચેનો શ્લોક ફરી બોલવો.

## अनुक्रमण.

માગધી.

सव्व सवि सुचिंतिअ

सुभासिअ

सुचिट्ठिअ

तस्स इच्छामि सुक्कडं ॥

## સંસ્કૃત.

सर्वस्यापि सुचिन्तितस्य

सुभाषितस्य

सुचेष्टितस्य

तस्य इच्छामि सुकृतं ॥

**ભાવાર્થ**—જે કાંઈ મનવડે સુચિંતિત થયેલું હોય જે કાંઇ વચનવડે સુવચન બોલાયું હોય, જે કાંઇ કાયાવડે સદાચરણ થયું હોય, તેનું સુકૃત હો.

**ઇતિ અનુક્રમણ ભાવના સમાપ્તા.**

---

# અથ અભિક્રમણ ભાવના.

હવે પછી મન, વચન અને કાયા (ઇંદ્રિયો અને અવયવો) શુભ માર્ગે પ્રવર્તે એટલા માટે નિચે પ્રમાણે અભિક્રમણ ભાવના પણ કરવી. અને તે તીર્થંકરપદ પ્રાપ્ત થાય ત્યાં સુધી ચાલુ રાખવી.

# અભિક્રમણ ભાવના.

अतः परं मनो मे शुभमेव चिंतयतु
वचो मे शुभमेव वदतु
इंद्रियग्रामो मे शुभ मेव गृह्णतु
अवयवाश्च मे शुभमेवाचरन्तु

અર્થ—હવે પછી મન મારૂં શુભજ ચિંતન કરો,
વચન મારૂં શુભજ વદો,
ઇંદ્રિયો મારી શુભજ ગ્રહણ કરો.
અવયવો મારા શુભેજ પ્રવર્તો.

ઇતિ અભિક્રમણ ભાવના સમાપ્તા.



# अथ मध्यमाधिकार विधिः प्रारंभ.

મધ્યમાધિકારની વિધિ કરવામાં જે ક્રિયા કરવામાં આવે છે, તેને આપણે ધ્યાનયોગ કહીશું. એ ધ્યાનયોગમાં અષ્ટાંગ યોગનો સમાવેશ કરવામાં આવે છે.

## પ્રથમ ક્ષીર સમુદ્ર ભાવના.

**ભાવાર્થ**—આખી સૃષ્ટિને ખાલી કરીને મહાન્ ક્ષીરસમુદ્રથી ભરી દેવી, તેની મધ્યમાં મેરૂપર્વતના થાળા જેવડું સુવર્ણમય હજાર પાંખડીનું કમળ ચિંતવવું, કમળની કર્ણિકા મેરુપર્વત જેટલી ઉંચી ચિંતવવી, તેના શિખર ઉપર સ્ફટિકનું સિંહાસન ચિંતવવું, અને તેનાપર **લાલન**ને (પોતાને) ઉભો રહેલ ચિંતવવો.

* **લાલન ભાવના**—બહિરાત્મ ભાવના કે દેહ ભાવના મુકીને આ વિધિ કરવાની છે, માટે જેમ પાણીમાં માટીથી લપેટાયેલું તુંબડું તળીએથી દરેક ક્ષણે ઉંચે ચડતું જાય, તેમ સંસાર સમુદ્રના જલની અંદર દેહભાવરૂપી આવેલા ખડકની સાથે જીવરુપ તુંબડું, કર્મરૂપ માટીથી વીંટાયેલું આવી રહ્યું છે. માટે દેહભાવ મૂકી દેતાં જેમ ખડકથી તુંબડું છુટું પડે તેમ જીવ દેહભાવથી છુટો પડતો હોય એમ ચિંતવવું.

તથાપિ કર્મમળથી વિંટાયેલો જીવ ઉંચે ચડી શકે નહિ,

---

* સર્વેએ પોતપોતાનાં નામને ચિંતવવાં.

માટે અષ્ટાંગયોગ કરતાં નીચે પ્રમાણે ભાવના કરવાથી કર્મરૂપી માટી જીવરૂપ તુંબડાની આસપાસ જે આવેલી છે તે ધોવાતી જણાશે અને જીવરૂપ તુંબડું ઉંચે ચડતું હોય તેમ લાગશે.

જીવને હિંસા, અસત્ય, ચોરી, કુશીલ, લોભ એ પાંચ પ્રકારની માટી દૂર કરવાને પ્રથમ પ્રયત્ન કરવો જ જોઇએ, અને તેને માટે નીચે પ્રમાણે—

## ભાવના કરવી.

આપણે અષ્ટાપદ પર્વતપર ચડવું છે, અને તેના એકેક યોજનનાં એવાં આઠ પગથીઆં છે અને તે ઉપર **ચોવિશે પ્રભુ** બીરાજે છે. આપણે જેમ **ગૈતમસ્વામિ** તે પર ચડયા છે, તેમ ચડવું છે.

હવે ચિંતવવું કે **લાલન** એ નામ કર્મની પ્રકૃતિનો સમુહ કે દેહ છે. હું તો તેને જાણનાર એટલે જ્ઞાનરૂપ છું. **લાલન** પુરૂપ છે, અને હું તેને જાણનાર જ્ઞાન છું. મારામાં વેદ * નથી. આમ પોતાને જ્ઞાનરૂપ સમજવું એ અંતરાત્મભાવના કહેવાય. માટે એ

* પુરૂપપણું, સ્ત્રીપણું, અને નપુંસકપણું તેને જૈન શાસ્ત્રમાં વેદ કહે છે.

× બહિરાત્મ ભાવનું નામ **લાલન**, અને અંતરાત્મપણ પોતે હોવાથી સમજવાની ખાતર તેનું એક જુદું નામ આપવામાં આવે છે, એટલે કે **આનંદઆદ.**

જ્ઞાનરૂપ ભાવના તે શ્રી **ગૌતમે** પકડેલું સૂર્ય કિરણ છે. એમ સમજી અષ્ટાપદરૂપ અષ્ટાંગયોગે ચડવાનો યત્ન કરવો.

હવે શ્રી **ગૌતમસ્વામીએ** જેમ તાપસોને પોતાની આંગળીએ વળગાડયા હતા તેમ વિશુદ્ધિના જીજ્ઞાસુ **લાલનને** પોતાની આંગળીએ વળગાડી સાથે સાથે ઉપર ચડાવતા હોઇએ તેમ ચિંત-વવું. અને પોતે એટલે **આનંદઘ્ખાળે લાલન** તરફથી દૃષ્ટિ ઉંચકી લઇને–બહિરાત્મભાવથી દૃષ્ટિ ઉંચકી લઇને–તેના તરફ વિમુખ થઇને **પરમાત્મ** તરફ સન્મુખ થવા અષ્ટાપદપર્વત પર શ્રી આદીશ્વરાદિ પ્રભુનાં દર્શન કરવા ઉંચે જોઇ જ્ઞાનભાવરૂપ સૂર્યકિરણ પકડી એકેક યોજનનું પગથીયું નીચેના મંત્રો બોલી ચઢતા હોઇએ એમ ભાવવું.

# प्रथम पादारोहणं.

પહેલે પગથીયે ચડતાં એકેકો મંત્ર બોલતાં હિંસાદિની માટી ખસતી જાય છે એમ ભાવવું.

પહેલે પગથીએ જતાં પાંચ પ્રકારની માટી ખસે છે, એટલે કે અનાદિકાળથી તે આજ દિવસ સુધી જે હિંસા કરી હોય તેથી ઉલટી એટલે અહિંસાએ સર્વે જીવને સુખની ભાવના કરવી–એજ પ્રમાણે અસત્યની નિવૃત્તિને માટે સત્યની, ચોરીની નિવૃત્તિને માટે અચૌર્યની, કુશીલની નિવૃત્તિને માટે બ્રહ્મચર્યની, અન્યાયોપાર્જીત ઋદ્ધિની નિવૃત્તિને માટે ન્યાયોપાર્જીત દ્રવ્યની ભાવના કરવી. અને

પ્રથમ પાદે ચડવાને તૈયાર થઇ નિચે પ્રમાણે મંત્રપદ બોલવા. એકેક મંત્રનો આઠ આઠ વખત અર્થ પૂર્વક ઉચ્ચાર કરવો.

## યમના ગુણ.

### પ્રથમ પાદારોહણં.

१ सुखं परं धीमहि

२ सत्यं परं धीमहि

३ अचौर्यं परं धीमहि

४ ब्रह्मचर्य* परं धीमहि

---

* જેઓ ગૃહસ્થ હોય તેણે સ્વદારા કે સ્વપતિને મૂકી કરી બ્રહ્મચર્યને માટે નીચે પ્રમાણે ભાવના કરવી અને જેઓ સર્વથા બ્રહ્મચારી હોય તેણે એ ઉભયના ત્યાગ પૂર્વક બ્રહ્મચર્ય ભાવના નિચે પ્રમાણે કરવી.

### શાર્દુલ.

મોટી તે સહુ માતૃ તુલ્ય ગણું હું, છોટી ગણું પુત્રીઓ,
જે હોયે સમ વર્ષમાં મુજ તણાં, તેને ગણું ભગિનિઓ;
મોટા તે સહુ પિતૃ તુલ્ય ગણું હું, છોટા ગણું પુત્રકો,
જે હોયે સમ વર્ષમાં મુજતણા, તેને ગણું બન્ધુઓ;
એવા માનવ માત્રમાં મુજ થજો, પ્રીતિતણી વૃષ્ટિયો,
આ કામે મુજને પ્રભુ, કરી કૃપા, આશિષ એવી દિયો.

५ लक्ष्मी परां धीमहि

(આરંભમાં થોડા દિવસ સુધી મંદાધિકારમાં જણાવ્યા પ્રાણે વાચકાદિ પાંચ પ્રકારે ઉપરના મંત્રના જાપ કરવા તે પણ લાભકારક છે)

## દ્વિતીય પાદારોહણું.

અષ્ટાપદના બીજે પગથીએ ચડતાં નિચે પ્રમાણે મંત્રો અર્થ સમજીને વાચકાદિ પાંચ પ્રકારે બોલવા, નહિં તો વાચક મંત્રો આઠવાર બોલવા.

## નિયમના ગુણ.

### શરીર શૌચ.

६ शौचं[१] परां धीमहि

### મનઃ શૌચ.

७ मैत्री परां धीमहि

८ करूणां परां धीमहि

९ प्रमोदं परं धीमहि

१० माध्यस्थं परं धीमहि

---

૧ શરીર શૌચ બે પ્રકારનાં છે. એટલે કે જલથી શરીરની બાહ્ય શુદ્ધિ અને અભક્ષ ત્યાગથી શરીરના આંતર શુદ્ધિ થાય છે.

११ तोषं[1] परं धीमहि

१२ संतोषं[1] परं धीमहि

१३ तपः परं धीमहि

१४ स्वाध्यायं[2] परं धीमहि

१५ प्रणिधानं[3] परं धीमहि

## તૃતીય પાદારોહણ.

હવે અષ્ટાપદના ત્રીજે પગથીયે ચડતાં નિચેનો મંત્ર બોલવો.

१६ आसनं* परं धीमहि

## ચતુર્થ પાદારોહણ.

અષ્ટાપદના ચોથે પગથીએ ચડતાં નિચેનો મંત્ર બોલવો.

---

૧ तोषंपरंની વખતે શ્રી તીર્થંકર પદની ભાવના કરવી અને संतोषंपरं વખતે શ્રી સિદ્ધ પદની ભાવના કરવી.

૨ ૐકારનો જાપ પંચ પ્રકારે આઠ આઠ વખત કરવો. જેમ મંદાધિકારમાં લખ્યું છે તે પ્રમાણે.

૩ આ ધ્યાનવિધિનું ફળ કેવળ આત્મદર્શન એમ ઇચ્છવું. અને આ પંદરમા મંત્રનો જાપ કરવો.

* આ મંત્ર બોલતી વેળા પદ્માસને બેસી હાથ ચના

૨ આ બંને હાથના અંગુઠા અને અનામિકાને ભેગી કરી સ્થિર

## ૧૭ प्राणायामं परं धीमहि

### પંચમ પાદારોહણ.

અષ્ટાપદના પાંચમા પગથીએ ચડતાં નિચે પ્રમાણે મંત્ર બોલવો.

## ૧૮ प्रत्याहारं परं धीमहि

---

બેસવું, એવી રીતે કે મસ્તક, બરડો અને બેસણી એક લીટીમાં આવે. વળી જાણે શરીરનો કોઇ પણ જાતનો પ્રયત્ન ન કરતાં હોઇએ, તેવી રીતે સ્થિર રહેવું, અને મનને આખા આકાશ પ્રદેશમાં વ્યાપ્ત કરી દેવું. એવી રીતે કે જાણે કોઇ વગર કરચલીના વસ્ત્રને પાથરી દીધું હોય તેમ.

૧. શ્વાસોશ્વાસ ઘણું કરીને જેને આસન સિદ્ધ થયું હોય તેનેજ યથાવિધિએ ચાલતો જણાશે. માટે આ વિધિ કરતાં હઠયોગને દૂર રાખી જ્યાં ચાલવો જોઇએ ત્યાંજ તે ચાલો એવી ભાવના કરવી.

૨. પાંચ **કર્મેંદ્રિય**—એટલે બે પગ, બે હાથ, વાણી ( યોગ ક્રિયા સિવાયના વ્યાપારમાં ) ને બે ગુહ્યેન્દ્રિયની ક્રિયા છોડી દેવી. અને એ પાંચે નિશ્ચળ રાખવી, તેમજ પાંચ **જ્ઞાનેંદ્રિય**—એટલે કે ચામડી, જીભ, નાક, આંખ અને કાન એ પાંચે ઇંદ્રિયોની ક્રિયા છોડી દેવી—એટલે કે ટાઢ તડકો લાગે તો ઓઢવું અને ગરમી લાગે તો એક અર્ધા વસ્ત્ર સિવાય ઉઘાડા બેસવું. ઘણું કરીને ધ્યાનનું સ્થાન એવું પસંદ કરવું કે જ્યાં દુર્ગંધ ન આવે. આંખો બંધ

હવે અહીં થોડીવાર વિસામો લેવો હોય તો સુંદર ક્ષીર સમુદ્રપર સુવર્ણમય સહસ્રદલ કમલદલપર, કર્ણિકાપર કે શિખરપર કે સિંહાસનપર દ્રષ્ટિ કરવી; નજર ઠારવી અને પાંચે પગથીએ એક પછી એક ચડેલાં હોઇએ એમ ભાવવું.

સાધકને બીજી એક સુચના કરવાની તે એ કે આ યોગનાં પંચ અંગ (એટલે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, અને પ્રત્યાહાર) ઉપર વારંવાર શ્રમ કરવો. યોગનો બહિરંગ તે આજ છે અને અંતરંગ તે ધારણા, ધ્યાન અને સમાધિ છે.

### ઇતિ બહિરંગયોગ સમાપ્ત.

---

કરવી, કાનમાં અવાજ ન આવે એટલા માટે આરંભમાં રૂનાં પુમડાં રાખવાં. આમ દશે ઇન્દ્રિયોની ક્રિયાઓ છોડી દેવી. મનમાં પણ કોઇ વિચાર એવો આવી જાય કે તે વિચાર ઉપરની ઇદ્રિયનો વિષય હોય, તો તે વિચારને હુકમ કરવો કે ધ્યાનકાળ સુધી તમારે મનના ઓરડાની બહાર બેસવું. ધ્યાનકાળ પછી તમારી સાથે પરિચય કરીશું. આત્મદર્શનના અભિલાષીને ખરી મહેનત પ્રત્યાહાર એટલે દશેઇન્દ્રિયોના વ્યાપારને બંધ કરવા, એટલુંજ નહિં પરંતુ દશે ઇન્દ્રિયોના વિષયોમાંથી કોઇપણ વિષયને મનમાં આવતો અટકાવવો તે છે. આમ કર્યા વિના ઉપરને પગથીયે ચડાતું નથી, એટલે ધારણા-ધ્યાન-સમાધિ એ થતાં નથી.

# अथ अंतरंग योग प्रारंभ.

## ષષ્ઠ પાદારોહણું.

અષ્ટાપદના છઠે પગથીએ ચડતાં એવી ભાવના કરવી કે ચોવીસે શ્રીતીર્થંકર ભગવાનને હું ( આનંદઆળ ) આઠે પ્રાતિહાર્યો સહિત જોઉં છું. એવું ભાવી નિચે પ્રમાણે મંત્ર બોલવો.

१९ धारणां[१] परां धीमहि

---

१ **देशबंधाश्चित्तस्य धारणा**—ચિત્તને અમુક દેશમાં બાંધવું તે ધારણા. જેમ કે ચાલતા પ્રસંગમાં શ્રીઅષ્ટાપદજી ઉપર બિરાજતા ચોવીસે તીર્થંકર પ્રભુમાંજ ચિત્તને પૂર્ણ રોકવું. ( અને બીજે કોઈ સ્થાને ન જવા દેવું ) એ ધારણા કહેવાય.

**ધારણા, ધ્યાન** અને **સમાધિના** અર્થ સ્પષ્ટ સમજાય માટે સાધકે નીચેનું ઉદાહરણ યાદ રાખવું.

આપણે ધારો કે કિનારે ઉભા છીએ અને સમુદ્રમાં એક બેટ છે, તે તરફ આપણું પૂર્ણ લક્ષ ગયું છે હવે આપણે બેટની આસપાસ ચારે બાજુએ આવેલા જળ પ્રદેશ ઉપરથી નજર ઉઠાવી આપણું લક્ષ જેમ બેટ ઉપરજ પૂર્ણ લગાડીએ છીએ, તેમ જગતના સર્વ પદાર્થો આપણે જેનું ધ્યાન કરવું છે, તેની આસપાસ આવેલા છે, એમ સમજી તે સર્વ ઉપરથી લક્ષ ખેંચી જેનું ધ્યાન કરવું હોય છે તેમાંજ પૂર્ણ લગાડવું એ ધારણા થઇ કહેવાય.

આ પ્રમાણે પોતાના આત્મામાં જે ગુણો તેજ ગુણો **પરમાત્મામાં** છે. એનું જ્ઞાન શાસ્ત્રથી–શ્રવણથી અને અનુમાનથી થયું, એટલે:–

જેમ નકશામાં એક શેહેર જોયું. તેમ તે ગુણો સમજવામાં આવ્યા હતા, ત્યાર પછી જેમ તે શેહેરનું વર્ણન આબેહુબ સાંભળતાં ઘડીભર તે શેહેરમાં હોઇએ તેવું લાગે, તેમ ધારણાથી જે ગુણો સમજાયા તે ગુણોમાં એકતાનતા તે એકેએક ગુણ વિશે

---

તેનું સામાન્ય મનુષ્યને જ્ઞાન નથી હોતું. જેમ બાષ્પ Steam, Water, જળ અને હિમ ICE. પરંતુ તેઓ એકજ વસ્તુનાં ત્રણ સ્વરૂપ છે. તેનું જ્ઞાન માત્ર **સમાધિસ્થ** હોય છે તેનેજ થાય છે. પ્રાકૃતજન તો તેના બાહ્ય સ્વરુપને જ દેખે છે, તેમ પદાર્થને થતા ઉત્પાદ–વ્યય અને લય એ ત્રણે સ્વરૂપોના ત્રણે પર્યાયો જે વસ્તુમાં થાય છે તે વસ્તુ શી છે તે હસ્તામલકવત્ જાણવી તે **સમાધિ** છે. **ધારણા, ધ્યાન** અને **સમાધિ** એ ત્રણેન લક્ષણો સાધકને સમજાયા છે કે નહિં, તેને માટે એક નાની પરીક્ષા છે કે જેવી પરીક્ષા અનેક રીતે લઈ શકાય. માટે તે પરીક્ષાનું એક ઉદાહરણ અહીં લખાવામાં આવે છે.

એક સરકસ છે, અને એ સરકસમાં જોવાને ત્રણ હજાર માણસો એકઠાં થયાં છે. સરકસના મધ્યમાંના નાના વર્તુલમાં બે ઉંચી ઘોડીઓ વાંસની આવેલી છે. તેઓની વચ્ચે દોરડું બાંધેલુ છે. અને એ દોરડાપર એક નાટકી પોતાના પગમાં શીંગડાં પહેરી હાથમાંની તરવારના નાના પ્રકારના ખેલો કરતો જોવામાં આવે છે.

જાણો કે ત્રણહજાર મનુષ્યોની ( તે બધા બેજ આંખવાળા

સ્પષ્ટતા થતી ગઇ. તથાપિ જેમ જાતે જઇને શેહેર જોવાયું નહિ હતું, અને તેથી જો કે વર્ણન થતાં પણ સુખ થતું હતું, પરંતુ આનંદ ન હતો. એ આનંદ તે શેહેરને જોતાં થાય. તેમ તે ગુણો જેવા પરમાત્મામાં છે, તેવાજ પોતાનામાં પ્રત્યક્ષ થઇ જાય–પોતાને દેખાઈ જાય–અનુભવાઇ જાય, એજ ધ્યાનક્રિયાનો મૂળ હેતુ છે. કારણ કે શ્રીહરિભદ્રાચાર્ય કહે છે કે અનુભવ પ્રમાણ જેવું બીજું કયું પ્રમાણ છે? આ પ્રમાણે સમાધિમાં પોતાના ગુણો અનુભવ્યા કે જે સામર્થ્ય, બળ, જ્ઞાન પ્રાપ્ત થાય છે, તેની ખાત્રી પોતાને

---

હોય તો અર્થાત્ અંધ કે કોઇ કાણો ન હોય તો) ૭ હજાર આંખો થાય. હવે ૭ હજાર આંખોને આપણે દર્પણ સમજીએ તો પેલા નાટકીનું પ્રતિબિંબ ૭ હજાર દર્પણમાં કે આંખોમાં પડતું સમજાશે.

હવે સાધક બંધુ–યા સાધક બ્હેન, તમે કહો કે જે પ્રેક્ષકો નાટકીને જોઇ રહ્યા છે તે **ધારણા** કરે છે કે **સમાધિ** કરે છે? અને નાટકી પોતે **ધારણા, ધ્યાન** કે **સમાધિ** કરે છે? કે તેમાંનું શું કરે છે? એ ઉભયોમાં (એટલે પ્રેક્ષકો અને નાટકી એ બન્નેમાં) કોણ શું કરે છે, તે શોધી કાઢો.

સાધકે અમને પોતાનો ઉત્તર લખવો, તો તેમની સત્યતા વિશે અમે ખાતરી આપશું.

**સર્વમય બંધુ લાલન,**

મુ૦ ગુલાલવાડી—મુંબઈ,

ઘર નાં૦ ૧૪૩.

થતાંજ તે દર્શન થયાની પૂર્વનું વર્તન અને આ ગુણોનું દર્શન થયા પછીનું વર્તન કોઇ જુદાજ પ્રકારનું હોય છે. અર્થાત્ તે માણુસની ક્રિયામાં, વચનમાં અને વિચારમાંનો અશુભ ભાગ તો ઘણે ભાગે ટળી ગયેલેજ દેખાય છે, એટલુંજ નહિ, પણ શુભ ભાગ પણ ઘણો હોવા છતાં તેટલો નથી જણાતો કે જેટલો શુદ્ધ ભાગ જણાય. તેમન મન, વચન અને ક્રિયામાંથી કોયલા જેવી કાળાશ જઇ દૂધ જેવી ધેળાશ જણાશે. (ને ધ્યાન સમજ પૂર્વક હશે અને સમાધિ થઇ તો તો) સ્ફટિક જેવી નિર્મળતા પોતાને અને બીજાને પ્રતીત થયા કરશે. આમ સમાધિ થાય ત્યાં સુધી સાધકે આ ક્રિયા ચાલુ રાખવી અને સાધકે આટલે આવ્યા પછી સમાધિમાં થયેલા અનુભવને સ્મરણમાં રાખતાં નીચે ઉતરવું; એટલે થયેલા અનુભવની ખુમારી દિનરાત્રભર રહેશે. માટે શ્રી અષ્ટાપદ પરથી ઉતરતાં આમ આઠે મંત્રનો જાપ કરતાં ઉતરવું.

**અંતરંગયોગ અથવા સંયમ.**

૮ समाधिं परां धीमहि

૭ ध्यानं परं धीमहि [1]

૬ धारणां परां धीमहि

---

૧ સાધકને થાક ચડયો હોય તો અંદર જરા વિસામો લેવો, અને નીચે આવેલા સમુદ્રપર પોતાના માનસ્ ચક્ષુને ફેંકી થાક ઉતારવો

## બહિરંગયોગ અથવા ધ્યાનયોગમાંથી ઉતરતાં બોલવાનું.

५ प्रत्याहारं परं धीमहि

४ प्राणायामं परं धीमहि

३ आसनं परं धीमहि

२ नियमं परं धीमहि

१ यमं परं धीमहि

છેવટે આ નિચેનો શ્લોક બોલવો:—

सर्वे सुखिनः सन्तु,
सर्वे सन्तु निरामयाः।
सर्वे भद्राणि पश्यन्तु
मा कश्चिद् दुःख माप्नुयात् ॥

ભાવાર્થ—સર્વ જીવો (સર્વ પ્રકારે) સુખી હો, સર્વે નિરોગી હો. અને સર્વે સર્વનું ભલું છે તે જુઓ, પરંતુ કોઇ દુઃખ ન પામો.

इति मध्यमाधिकारभ्यो ध्यानयोगविधिः

समाप्ता.

# શ્રી આનંદઘન.

## પદ ૨ જું (વેરાવલ).

સુહાગણી જાગી અનુભવ પ્રીત, સુહાગણ, ( ટેક )
નિંદ અજ્ઞાન અનાદિકી મીટ ગઇ નિજ રીત. સુહા૦—૧
ઘટમંદિર દીપક કિયો, સહજ સુજ્યોતિ સ્વરૂપ;
આપ પરાઈ આપહી, ઠાનત વસ્તુ અનુપ. સુહા૦—૨
કહા દિખાવું ઔરકું, કહા સમજાઉં ભોર;
તીર અચૂક હે પ્રેમકા, લાગે સો રહે ઠોર. સુહા૦—૩
નાદ વિલુંદ્ધા પ્રાનકું, ગિને ન તૃણ મૃગલોય;
આનંદઘન પ્રભુ પ્રેમકા અકથ કહાની હોય. સુહા૦—૪



# ઉત્તમાધિકાર માટે.

## અથ પ્રસ્તાવના.

### નવકાર મંત્રનો જાપ.

૧-ભાવના—આ શ્રી નવકાર મહામંત્રનો જાપ કરતાં ઉચ્ચપદ જે આપણું સર્વ જીવોનું ઉત્તમોત્તમ લક્ષ્ય છે, તેને પ્રથમ નમસ્કાર કરવો; એટલે કે પ્રથમ **શ્રીસિદ્ધપદને** નમસ્કાર કરવો અને પછી **સિદ્ધપદ અરિહંતમાંથી** પ્રાપ્ત થાય છે, **માટે** સિદ્ધપદ પછી અરિહંતપદને નમસ્કાર કરવો, અને **અરિહંતપદ** આચાર્યપદમાં થઈને પ્રાપ્ત થવાનું હોવાને લીધે અરિહંતપદ પછી આચાર્ય પદને અને **આચાર્ય** પદ ઉપાધ્યાય પદમાં થઈને પ્રાપ્ત થવાનું હોવાથી આચાર્ય પદ પછી શ્રી ઉપાધ્યાય પદને અને ઉપાધ્યાય પદ સાધુ પદમાંથી પ્રાપ્ત થતું હોવાથી શ્રી ઉપાધ્યાય પછી શ્રી સાધુપદને નમસ્કાર કરવો.

આ અનુક્રમે નમસ્કાર કરવા અને નિચે પ્રમાણે મંત્રપદો અર્થચિંતન પૂર્વક ઉચ્ચારવા.

### ૧ લો મંત્ર—નમો સિદ્ધાણં.

**અર્થ**—શ્રી સિદ્ધ પરમાત્માઓને નમસ્કાર હો.

२ जा मंत्र—नमो अरिहंताणं.

અર્થ—શ્રી અરિહંત પરમાત્માઓને નમસ્કાર હો.

३ जो मंत्र—नमो आयरियाणं.

અર્થ—શ્રી આચાર્ય મહારાજાઓને નમસ્કાર હો.

४ थो मंत्र—नमो उवज्झायाणं.

અર્થ—શ્રી ઉપાધ્યાય મહારાજાઓને નમસ્કાર હો.

५ मो मंत्र—नमो लोए सव्व साहुणं.

અર્થ—લોકમાં સર્વ સાધુ મહારાજોને નમસ્કાર હો.

नवकार मंत्रजाप समाप्त.*

---

* આ નવકાર મંત્રનો જાપ કરવાની વિધિ સુશ્રાવક **નેમીદાસ** કૃત શ્રી પંચપરમેષ્ઠિ **ધ્યાનમાળા** જુદે જુદે પ્રકારે બતાવે છે. **અને** તેમ કરવાથી મનની સ્થિરતાની પ્રાપ્તિ સાથે પંચપરમેષ્ઠિનું સ્મરણ થવાથી અનેક પ્રકારનાં કર્મ બંધનો દૂર થાય છે; તો આ નિચે પ્રમાણે ભાવના કરી પછી જુદે જુદે પ્રકારે આ મહામંત્રનું ધ્યાન નિચે પ્રમાણે કરવું.

અરિહંત પદ ધ્યાતાં થકાં, દ્રવ્ય ગુણ પર્યાયરે,
ભેદ છેદ કરી આતમા, અરિહંતરૂપી થાયરે;
વીરજીનેશ્વર ઉપદેશે, સાંભળજો ચિત્ત લાઇરે,
આતમ ધ્યાને આતમા, ઋદ્ધિ મળે સવી આઇરે.—વીરજીનેશ્વર.

**ભાવાર્થ**—ભગવાન્ જગત્પતિ પરમકૃપાળુ વીરભગવાન્

अ—अशरीर—એટલે સિદ્ધ પરમાત્મા

अ—अरिहंत

आ—आचार्य

उ—उपाध्याय

म्—मुनि

આ પાંચે પરમમેષ્ટિના આદ્યાક્ષરોની સંધિ કરવામાં આવે તો એક ૐ કાર બની રહી છે. એટલે કે :—

अ+अ+आ+उ+म्=ॐ.

શ્રી સાધુઆદિ પંચપરમેષ્ટિ જો કે જુદે જુદે સ્વરૂપે છે, તથાપિ એકજ આત્મા એક સ્થિતિમાં સાધુ સ્વરૂપે, બીજી સ્થિતિમાં ઉપાધ્યાય સ્વરૂપે, ત્રીજી સ્થિતિમાં આચાર્યસ્વરૂપે, ચોથી સ્થિતિમાં અરિહંત સ્વરૂપે અને તેજ આત્મા પાંચમી સ્થિતિએ સિદ્ધસ્વરૂપે હોય છે, તો પછી શ્રીમદ્ ઉપાધ્યાયજી જેમ નવપદ પુજામાં ભણે છે, તેમ સાધુ તેજ આત્મા, ઉપાધ્યાય તેજ આત્મા, આચાર્ય તેજ આત્મા, અરિહંત તેજ આત્મા, સિદ્ધ તેજ આત્મા. માટે ૐ કાર કે આત્માની સ્તુતિ કરતાં પંચપરમેષ્ટિની

---

એમ ઉપદેશ કરે છે કે, હે ભવ્ય પ્રાણીઓ, તમે આત્માનું ધ્યાન કરો અને તેમ કરવાથી તમને તમારી ઋદ્ધિ જે ગઇ નથી તેમ બીજેથી પામવાની નથી, ને તમારી પાસેજ છે તે તમને આવીને મળી છે એમ તમને પોતાનેજ જણાશે. ( અર્થાત્-તમારા ઉપયોગથી અપ્રગટ હતી તે પ્રગટ થશે

સ્તુતિ થાય છે. વળી એકજ આત્માનાં જુદી જુદી અપેક્ષાએ જોતાં યુગ્પત અર્થાત્ એકજ સમયે સિદ્ધાદિ પાંચે પદે હોઈ શકે છે. જેમકે એકજ માણસ એકજ સમયે કોઇનો પિતા, તેજ સમયે કોઇનો પુત્ર, તેજ સમયે કોઇનો બન્ધુ, તેજ સમયે કોઇનો મામો અને તેજ સમયે કોઇનો કાકો હોઇ શકે છે; તેજ પ્રમાણે એકજ આત્મા જે સમયે શુદ્ધ સાધુ સ્વરૂપે હોય છે, તેજ સમયે બીજી અપેક્ષાએ શુદ્ધ ઉપાધ્યાય સ્વરૂપે હોય છે; તેમજ તેજ સમયે આચાર્ય, અરિહંત અને સિદ્ધસ્વરૂપે પણ હોય છે. માટે એ પાંચે પદ એકજ ૐ કાર શબ્દમાં સમાવેશ પામતાં હોવાથી એક ૐ કાર નોજ જાપ કરતાં પંચપરમેષ્ઠિનો જાપ થઈ શકે છે, માટે એવા ૐ કારનો જાપ કેવે પ્રકારે કરવો તે ધ્યાનવિધિના સ્વાધ્યાય નામના પદનું વિવેચન કરતાં જણાવવામાં આવશે. હાલ તો શ્રી પંચપરમેષ્ટિરૂપ ૐ કારપદના મહિમા પૂર્વક નિચેના શ્લોકનો જાપ કરવો.

## ૧ લો શ્લોક.

ॐकार विन्दुसंयुक्तं नित्यं ध्यायन्ति योगिनः
कामदं मोक्षदं चैव ॐकाराय नमो नमः ॥

**અર્થ**—યોગિજનો બિન્દુ સહિત ૐકારનું નિત્ય ધ્યાન કરે છે. કારણ કે ૐકાર મનોવાંછિત કામના પૂર્ણ કરે છે; તેમજ મોક્ષ + પદને પણ આપે છે. માટે એવા ૐકારને વારંવાર નમસ્કાર હો.

---

+ મોક્ષપદનો અર્થ એવો કરવો કે શ્રી સિદ્ધપદની પ્રાપ્તિ.

સોહંભાવે ભાવતાં પોતે ૐકારરૂપ રાજા છીએ એમ સમજવું.

# २ श्लोक.

देहबुद्ध्यातु दासोऽहं जीवबुद्ध्यात्त्वदंशकः ।
आत्मबुद्ध्यात्वमवाह इति मे निश्चला मतिः ॥

ૐકારરૂપ રાજાધિરાજને યત્કિંચિત પ્રગટ થયેલી શુદ્ધ સ્થિતિને પણ શુદ્ધતાની અભિલાષાએ ૐકારની સમીપ રહી–પરમાત્માની છાયામાં રહી ભાવનાએ પ્રવર્તું છું અને આત્મબુદ્ધિએ અર્થાત્ શુદ્ધ આત્મબુદ્ધિએ મારા યુવરાજપણામાંજ પુત્ર ધર્મ પાળતાં—ગુણો પ્રગટ થતાં પણ તે હુંજ છું એમ ભાસે છે. માટે છેવટે સોહં પદનો ૐ એજ હું છું અને એ પદનો અનાહત જાપ કરતો હોઉં એમ જણાઉં છું. આમ ભાવવું.

ૐકાર મહિમા સમાપ્ત.

ૐ

# સિદ્ધગિરિ ભાવના.

# ३ श्लोक.

पूर्णानंदमय महोदयमयं कैवल्यचिद्दृग्मयं;
रूपातीतमयं स्वरूपरमणं स्वाभाविकीश्रीमयं ॥

**ज्ञानोद्योतमयं कृपारसमयं स्याद्वादविद्यालयं;**
**श्री सिद्धाचलतीर्थराजमनिश वंदेऽहमादीश्वरं ॥**

**અર્થ**—જે આદીશ્વર પૂર્ણ આનંદમય છે, મહોદયમય છે, કેવળ જ્ઞાનમય* અને કેવળ દર્શનમય છે, રૂપાતીતમય છે અને નિજ સ્વરૂપમાં રમમાણ છે, સ્વભાવિક શોભારૂપ છે. જ્ઞાનના ઉદ્યોતમય છે, કૃપાના રસરુપ છે, સ્યાદ્‌વાદની કૉલેજરુપ છે, શ્રી સિદ્ધાચલના તીર્થાધિરાજ છે, તે **આદીશ્વરને** હું રાત્રિદિવસ નમું છું.

## સોહંભાવે ભાવના.

આદીશ્વર દાદાને સ્તુતિ કરતાં એમ ભાવવું કે મારા અંતરાત્મામાં રહેલ શુદ્ધ ચૈતન્ય તે દાદાશ્રીના રુપની સમાન હમણાંજ છે. માટે તે જેવા છે તેવો હું છું. શુદ્ધ નિશ્ચયનયે જેવા પરમાત્મા, તેવોજ મારામાં રહેલ પરમાત્મા હોવાથી તે અને હું એકજરૂપ છીએ, અર્થાત્ **સોહં** રૂપજ છીએ.

## સિદ્ધગિરિ ભાવના સમાપ્તા.

---

* કેવળ જ્ઞાનરૂપ જેમ સૂર્યમાં અંધકાર નથી, રાત્રિ દિવસ નથી, તેમ કેવળ જ્ઞાનમાં જાણવું-નહિ જાણવું એવું દ્વંદ્વ નથી. પણ એકાંત જાણવું જ છે.

# ૪ સમવસરણ ભાવના.

એક જોજન વિશાળ એવું સમવસરણ ચિંતવવું. સમવસરણના દ્વાર પાસે ઉભા રહી બાર પર્ષદા જોતાં હોઇએ તેમ ભાવવું એટલે કે તિર્યંચની, મનુષ્યની, સાધુની, સાધ્વીની, શ્રાવકની, શ્રાવિકાની, દેવાંગનાની વગેરે અત્યંત મનોહર અને કલ્યાણકારક-પર્ષદાને જોતાં ઉભા રહેવું.

# ૪ मंत्र.

अशोक वृक्षः सुरपुष्पवृष्टि ।
दिंव्यध्वनिश्चामरमासनं च ॥
भामंडलं दुंदभिरातपत्रं ।
सत्प्रातिहार्याणि जिनेश्वरस्य ॥

ઉપરનો શ્લોક બોલતી વેળા ભાવના કરતાં એમ ચિંતવવું કે પ્રભુએ જે શુભકર્મ પ્રાપ્ત કર્યું છે એજ શુભકર્મને બહાર દેખાડવાને દેવતાઓએ આઠ પ્રાતીહાર્યોની રચના કરી છે અર્થાત્ કારણ આત્માનાં શુભકર્મ છે-પૂણ્યકર્મ છે. અને એ પૂણ્યકર્મનું કાર્ય તે આ આઠ પ્રાતીહાર્ય છે. એમ પ્રથમ ભાવ અને પછી દ્રવ્ય, પ્રથમ નિશ્ચય અને તત્પૂર્વક વ્યવહાર + જોવો. આ શુભ

+ "નિશ્ચય દ્રષ્ટિ હૃદય ધારીજી, પાળે જે વ્યવહાર,
પૂણ્યવંત તે પામશેજી, ભવ સમુદ્રનો પાર.

કર્મનાં પ્રભુ શુદ્ધઆત્મા દ્રષ્ટિમાં હોવાથી અવ્યાપક=પણે છે. માટે આ સિદ્ધસ્વરૂપ છે એમ સમજવું.

**સમવસરણે પ્રાતીહાર્ય ભાવના સમાપ્તા.**

---

## સમવસરણે પ્રભુ મૂલગુણ નિરક્ષણ ભાવના.

સમવસરણના દ્વારપર ઉભેલા આપણે હવે **સમવસર**ણમાં પ્રવેશ કરવો અને એવી ભાવના કરવી કે આ **લાલન** શરીરમાં પ્રતીત થતો અંતરાત્મા (આનંદબાળ અને એ આનંદબાળરૂપ અંતરાત્મા શુદ્ધ નિશ્ચયનયથી જણાતા આત્માનું સ્વરૂપ છે,) તેજ અનંત વિજ્ઞાનરૂપ ઇત્યાદિ પરમાત્માનું સ્વરુપ છે, એમ

---

અર્થાત્ શ્રીમદ્ ઉપાધ્યાયજી પણ કહે છે કે તે જીવો ભવ સમુદ્રનો પાર પામે છે, કે જે જીવો નિશ્ચય દ્રષ્ટિને હૃદયમાં રાખી (ભવને મુખ્ય રાખી) દ્રવ્ય ક્રિયા કરે છે—શુભ વ્યવહાર વહે છે. આપણે કેટલાક બાળ જીવો એમ કહેતા હતા કે આઠ પ્રાતીહાર્યો દેવતાઓએ રચેલા છે. તે અપેક્ષાબાળ અપેક્ષાએજ ખરૂં. પરંતુ આપણી યુવાવસ્થાએ પ્રભુના પુણ્યકર્મ વડેજ દેવો નિમિત્ત માત્ર થયા. આઠે પ્રાતીહાર્ય રચ્યાં. તેમજ પ્રભુ શુભ કર્મમાં અવ્યાપક રહ્યા. આપણી પુખ્તાવસ્થાની અપેક્ષાએ હાલજ તેમનું સિદ્ધિપણું અનુભવે છે. માટે એવી ભાવના પૂર્વક ઉપરના આદી અર્થ [illegible] ચિંતન કરવું.

પરમાત્મામાં શુદ્ધ સ્વરૂપ પોતાનું (અંતરાત્મામાં રહેલું) પરમાત્માનું સ્વરૂપ છે. અર્થાત્ તેજ તે હું છું, **सोहँ** રૂપ છું. એમ **सोहं**ભાવે ભાવના કરવી અને નીચેનો શ્લોક ઉચ્ચારવો.

## मंत्र ५ मो.

अनंतविज्ञानमतीतदोष
मबाध सिद्धांत ममर्त्यपूज्यं ।
श्रीवर्धमानं जिनमाप्तमुख्यं
स्वयंभुवं स्तोतुमहं यतिष्ये ॥

**ઇતિ સમવસરણ ભાવના—પ્રભુ મૂલ ગુણ નિરિક્ષણ ભાવના સમાપ્તા.**



# શ્રી ગુરૂ નમસ્કાર.

### अ.

સોહંભાવે જાપ કરતાં એવું ભાવવું કે ગુરૂ જે સ્વરૂપ છે તેજ સ્વરૂપે શુદ્ધ નિશ્ચયનયવડે હમણાંજ હું તેવો છું એજ મારૂં ખરેખરૂં સ્વરૂપ છે. એટલા માટે અરિહંત અને હું (શુદ્ધાત્મા) એકજ સ્વરૂપે છીએ. તે શુધ્ધાત્મા તેજ હું સોઽહં એ ભાવના પૂર્વક નીચે પ્રમાણેનો શ્લોક ઉચ્ચારવો.

# ૬ श्लोक.

अज्ञानतिमिरांधानां ज्ञानांजनशलाकया ।

नेत्रमुन्मिलितं येन तस्मै सद्गुरवे नमः ॥

અર્થ—હું સદ્ગુરૂને એટલામાટે નમસ્કાર કરૂં છું કે એણે અજ્ઞાનરૂપ અંધકારથી અંધ થઇ ગયેલાં (અમારા) નેત્રને જ્ઞાનરૂપી અંજન શલાકાથી ઉઘાડયાં છે.

व.

## ગુરૂ નમસ્કાર.

# ૭ श्लोक.

आनंदमानंदकरं प्रसन्नं ।

ज्ञानस्वरूपं निजबोधरूपं ॥

योगीन्द्रमीडयं भवरोगवैद्यं ।

श्रीमद्गुरूं नित्यमहं नमामि ॥

ભાવાર્થ—તે શ્રીમદ્ ગુરૂને હું નિત્ય નમન કરૂં છું કે જેઓ પોતે આનંદ સ્વરૂપ છે, બીજાને આનંદ સ્વરૂપ કરનાર છે પ્રસન્ન છે, જ્ઞાનસ્વરૂપ છે, આત્મ બોધ રૂપ છે, યોગીન્દ્ર છે, સ્તુતિ કરવા યોગ્ય છે અને ભવરૂપી રોગને મટાડનાર વૈદ્ય સમાન છે[૧]

---

૧ ભૂખરૂપી રોગનું ઓસડ અન્ન વૈદ્યોએ આપ્યું છતાં ભૂખ

क.

આ નીચેનો ગુરૂમંત્ર બોલવો તેમાં ભાવ એવો છે કે "જે યોગવડે ચિત્તનો, વ્યાકરણવડે શબ્દોનો અને વૈદ્યક વડે શરીરનો મેલ દુર કરે છે. એવા મુનિઓમાં શ્રેષ્ઠ પતંજલિને નમસ્કાર કરૂં છું. એમ ભાવી सोहं ભાવે નીચેના શ્લોકનો પાઠ અર્થ પૂર્વક કરવો.

योगेन चितस्य पदेन वाचां;
मलं शरीरस्य च वैद्यकेन।
योपाकरोत्तं प्रवरं मुनीनां
पतंजलिं प्रांजलिरानतोऽस्मि ॥

**ઈતિ ગુરૂમંત્ર જાપ ભાવના સમાપ્તા.**

---

હજી બરાબર ગઇ નહિં. વ્યાધિરૂપ રોગને મટાડવાને વૈદ્યોએ દવા આપી તથાપિ હવે વ્યાધિ મટી ગઇ એમ નથી, કારણ કે પૂર્વના અનુભવ એમ કહે છે કે હજી પણ વ્યાધિ આવે માટે એ ઓસડ પણ નિરંતર માટે વ્યાધ મટાડી શક્યું નહિં. પરતું મરણરૂપી રોગ મટાડનારા મારા આત્મામાંજ અમરપણું આપનારા–દેખાડનારા શ્રીસદ્‌ગુરૂજ ખરા વૈદ્ય છે. જો મરણ રોગ મટયો તો જન્મ રોગ મટયો અને જન્મરૂપી રોગ મટયો તો ભૂખરોગ મટયો અને ભૂખરોગ મટયો તો વ્યાધિરોગ મટયો. માટે ખરા વૈદ્ય તો સદ્‌ગુરૂજ લાલનને દેખાય છે.

# અનુક્રમણ ભાવના.

सर्वस्यापि सुचिन्तितस्य

सुभाषितस्य

सुचेष्टितस्य

तस्य इच्छामि सुकृतं ॥

**ભાવાર્થ**—જે કાંઇ મનવડે સુચિંતિત થયેલું હોય, જે કાંઇ વચનવડે સુવચન બોલાયું હોય અને જે કોઇ કાયાવડે સદાચરણ થયુ હોય, તેનું સુકૃત હો એવું, ઇચ્છું છું.

ઇતિ અનુક્રમણ ભાવના સમાપ્તા.

---

# અભિક્રમણ ભાવના.

अतः परं श्री सिद्धानुभवपर्यन्तं

मनो मे शुभमेव चिंतयतु, वचोमे शुभमेववदतु

इंद्रियग्रामो मे शुभमेव गृह्णतु.

कायवबाऽऽमे शुभमेवाचरन्तु.

અર્થ—હવે પછી શ્રી.સિદ્ધાવસ્થાનો અનુભવ થાય ત્યાં સુધી[1] મન મ્હારૂં શુભજ ચિંતન કરો. વચન મારૂં શુભજ વદો અને ઈંદ્રિયોનો સમુહ મ્હારો શુભજ ગૃહો, અને અવયવો મ્હારા શુભજ આચરો.

**અભિક્રમણ ભાવના સમાપ્તા.**

**પ્રસ્તાવના સમાપ્તા.**

---

# વિધિ.

સ્ફટિકમય સિંહાસનપર બેઠા છીએ એમ ધારો. આ વિધિ મધ્યમાધિકાર જેને પરિપકવ થએલો હોય અથવા ગત જન્મમાં સાધેલ હોય તેઓને જ ઘણું કરી કરવાનો હોય છે. આ વિધિમાં વિશેષે કરીને સંયમ આવે છે.

**સંયમ એટલે ધારણા, ધ્યાન અને સમાધિ.**

ઘણું કરીને આ વિધિમાં નિર્વિચાર અવસ્થાએ પહોંચવાનું હોવાથી નિત્ય પ્રમાણે ધ્યાનકાળ સુધી તો જે જે ભાવના કરવી તે ઘણીજ દૃઢ ભાવના કરવી.

**मंत्र—योगश्चित्तवृत्तिनिरोधः**

---

૧ એટલે સદા સર્વદા, કારણ કે શ્રી સિદ્ધ અવસ્થા પછી બીજી અવસ્થાજ નથી માટે સંસાર ભાવના છેવટ સુધી સમજવું

**અર્થ**—ચિત્તવૃતિનો નિરોધ જ્યારે થાય છે ત્યારે આત્મા પોતાના નિજસ્વરૂપમાં હોય છે એટલે કે જ્ઞાનમય, દર્શનમય, ચારિત્રમય, આનંદમય, વીર્યમય, વગેરે હોય છે. (જ્યારે ચિત્ત, વૃત્તિ નિરોધ નથી હોતો ત્યારે જે કાળે જેવી વૃત્તિ હોય છે તેવો હું છું એમ ભાસે છે.)

ચિત્તવૃત્તિનો નિરોધ બે પ્રકારે થાય છે—એટલે કે **વૈરાગ્યથી** અને **અભ્યાસથી.**

વૈરાગ્ય બે પ્રકારનો છે. તેમજ અભ્યાસ પણ બે પ્રકારનો છે.

## वशीकार संज्ञा वैराग्यम्

मंत्र—द्रष्टानुश्रविकविषयवितृष्णस्य
वशीकार संज्ञा वैराग्यम्

**ભાવાર્થ**—દ્રશ્ય દુનિયા અને તેમાં દેખાતા જેજે વિષયો, તેમજ શાસ્ત્રમાં શ્રાણ કરેલા કે વાંચેલા સ્વર્ગાદિ અગોચર વિષયો, એ સર્વનો ધ્યાનકાળ સુધી સમગ્ર ત્યાગ તે **वशीकार संज्ञा वैराग्य** છે.

## परवैराग्य.

मंत्र—तत्परं पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम्

**ભાવાર્થ**—**वशीकार संज्ञा वैराग्य**થી ઉત્તમ વૈરાગ્ય તે પર વૈરાગ્ય છે અને તે પરવૈરાગ્ય પુરૂષના એટલે આત્માના દર્શનથી થાય છે.

**परवैराग्य** કોણ કરે છે? એવો પ્રશ્ન હૃદયમાં ઉઠે, ત્યારે ઉત્તરમાં એવો જવાબ આવશે કે કોઇ જ્ઞાનમય વસ્તુથી પોતાથી પર એવા વિષયોને પ્રકાશ માત્રથી હઠાવે છે તે પર **વૈરાગ્ય** છે.

આ પર વૈરાગ્ય થયા પછી એટલે આત્મા એ હું છું એમ અનુભવ્યા પછી જે ચિત્તમાંથી સઘળી પરવસ્તુઓ નીકળી ગઇ છે એવા નિર્મળ ચિત્તવડે આત્માનું એટલે જ્ઞાનનું-પ્રકાશનું ચિંતવન થવા દેવું ને તેને માટે નીચે પ્રમાણે મંત્ર ઉચ્ચારવો.

**मंत्र—तत्र स्थितौ यत्नोऽभ्यासः**

**ભાવાર્થ**—તે આત્મ સ્થિતિમાં-એટલે કેવળજ્ઞાન સ્થિતિમાં મનનું ચોંટવું. અભ્યાસનો બીજું સ્વરૂપ એ છે કે તે અભ્યાસ સત્કાર સહિત દીર્ઘકાળ સુધી-નિરંતર કરવાથી દ્રઢ થાય છે.

**मंत्र—स तु दीर्धकालनैरन्तर्यसत्कार-**

**सेवितो द्रढभूमिः**

**ભાવાર્થ**—એ ધ્યાનાભ્યાસ એટલે ચિત્તને સ્વરૂપ તરફ રાખી દીર્ઘકાળ સુધી, રોજ રોજ, બહુ માનપૂર્વક કરવામાં આવે તો તે અભ્યાસ દ્રઢ થાય છે.

આમ અભ્યાસ વૈરાગ્યને કામે લગાડી અનુભવ પામેલા

માણસોને હવે. ધ્યાન કરવાનુ નથી હોતું. પરંતુ ધ્યાનને અટકાવવાથી જે પ્રથમ આત્મ દર્શન થયા, ત્યાર પછી પરમાત્મ દર્શન તેનો પ્રત્યક્ષ પોતામાં અનુભવ થાયજ છે. માટે જેટલો વખત એ નિર્વિકલ્પ અવસ્થામાં એટલે શુદ્ધ નિજસ્વરૂપમાં રહેવું હોય તેટલું રહેવું.

उत्तमाधिकारिम्यः समाधि विधि समाप्ता.

शुभंभूयात् सर्व जगताम्.



# આનુભવિક રત્નો.

## ગઝલ.

મને કોઇ કે'તું; જગત ખોટું,
તે તો મેં હવે જાણ્યું;
મને કોઇ કે'તું, જગત સાચું,
તે પણ મેં હવે જાણ્યું.
કદી ખોટું તો મ્હારે શું?
કદી સાચું તો મ્હારે શું?
નથી થાતું નથી જાતું,
હુંમાં હું સમાયો છું.
અખંડ આ સ્થિર જ્યોતિમાં
નથી થાતું નથી જાતું.

લીલીડેલ-અમેરિકા, } ફાલન.
૧૩-૫-૧૯૦૦

---

## ચિદાનંદ.

(અનુભવ દશાનું લક્ષણ.)

### પદ ૨ જું (આશાવરી.)

અવધુ પીયો અનુભવ રસ પ્યાલા,
કહત પ્રેમ મતિવાલા. અવ૦ (ટેક)

અંતર સપ્ત ધાતરસ ભેદી,
પરમ પ્રેમ ઉપજાવે;
પૂરવ ભાવ અવસ્થા પલટી
અજબ રૂપ દરશાવે. અવ૦ ૧

નખ શિખ રહત ખુમારી જાકી,
સજળ સઘન ઘન જૈસી
જિણુ એ પ્યાલા પીયા તિણકું,
ઔર કેફ રતિ કૈયસી અવ૦ ૨

અમૃત હોય હલાહલ જાકું,
રોગ સોગ નવિ વ્યાપે;
રહત સદા ગરકાવ નસામેં,
બંધન મમતા કાપે. અવ૦ ૩

સંત સંતોષ હિયામેં ધારે,
આતમ કાજ સુધારે;
દીન ભાવ હિરદે નહિં આણે,
આપની બિરૂદ સંભારે. અવ૦ ૪

ભાવ દયા રણથંભ રોપકે,
અનહદ તૂર બજાવે;
ચિદાનંદ અતુલિ બલ રાજા,
જીત અરિ ઘર આવે. અવ૦ ૫

---

## પદ ૩ જું.

## ચિત્પ્રભાના અનુભવોદ્ગાર.

(રમ્ય મૂર્તિ નાથની શી,
દષ્ટિએ તરી રહી, એ લય.)
દિવ્ય પ્રભા ચિદ્રવિની,
ઝગઝગી શી આ રહી,
તિમિર અવિદ્યાનું ટાળી,
જ્ઞાન પ્રગટી શી રહી. દિવ્ય૦
સ્થૂલ સૂક્ષ્મ કારણાદિ.
દેહ રૂપ હિમ ઉપાધિ.
ગળી ગઇ ક્ષણ એક માંહી,
આનંદ નદી આ શી વહી ! દિવ્ય૦
કામ ક્રોધ ચોર કેરી,
ભીતી થઇ ગઇ અનેરી;
દિસે ન કોઇ ક્યાંહિ વેરી,
અજાત શત્રુતા શી થઇ ! દિવ્ય૦
જેવું જેનું છે સ્વરૂપ,
તેવું તેનું ભાસે રૂપ;
દીસે ન અતત્ કદી તત્રૂપ,
ભ્રાંતિ સઉ શમી ગઇ. દિવ્ય૦

## પદ ૪ થું.

### રાગ રાજીયો.

કહે ભાઇ ભુંડું મેં શું કર્યું, પામ્યો મનખારે દેહ,
મહાપદ લીધું રે ઓળખી, ભાંગ્યો મનનો સંદેહ કહે૦ ૧
સાધુજનની સેવા કરી, હૈડે આણીને હેત,
પૂર્ણ પદ ગે તેથી લહ્યું, ખોયું કર્મનું ખેત. કહે૦ ૨
અર્થ યથારથ જે હતો, તેનું પામ્યો છું મૂલ,
પછી દીઠું મેં પાધરું, ભાગી ભરમની સૂલ. કહે૦ ૩
મરવું માથેથી ઉતર્યું, કહોજી મરશે તે કોણ?
આયુ અવધમાં જે પડ્યું, પાણી પરસતાં લોણ. કહે૦ ૪
કાલે ખાધો તો ત્યાં લગી, જ્યાં લગ હતો હું બાલ,
આતમ પદ મેં તો ઓળખ્યું ખાધો ઉલટીને કાળ. કહે૦ ૫
ગુણના દોષો ગુણમાં સમ્યા રે, રમતા દીઠા રે રામ,
તેનાં બીજું દીસે નહિ, પામ્યો નિજ પદ ધામ. કહે૦ ૬
સુખના દહાડા નિરખ્યા હવે, દુઃખનો નહિ લવલેશ,
લખ ચોરાશીની છુટમાં, પામ્યો પોતાનો દેશ, કહે૦ ૭
સ્તુતિ ને નિંદા સેજે સમ્યાં ઓળખ્યું પોતાનું આપ,
પદ ઓળખ્યા વિણ આપણું, ભોગવવું પૂણ્ય પાપ. કહે૦ ૮
જોગે ધરતા ધારણા, ધ્યાતો તો બહુ ભૂપ,
તે તો અંતર મેં ઓળખ્યું, રમતાં રામનું રૂપ. કહે૦ ૯

સંશય ભાગ્યો સંસારનો, લાગ્યો નિશ્ચળ રંગ,
આદિ અંતને મધ્યમાં, નહિં કાંઈ વસ્તુમાં ભંગ. કહે૦ ૧૦
દેહ ધરીને જાણ્યા વિના, ભરમે ભૂલ્યો તો ભૂરી,
હસ્તામલકવત્ હાથમાં, જોવા જાતો તો દૂરિ. કહે૦ ૧૧
બાંધ્યો ત્રિગુણને[1] નાંતણે, ભમતો ચારે ખાણ,
તે તો વારો રે વહી ગયો, ઉગ્યો આતમ ભાણ. કહે૦ ૧૨
કુરુકા ખાંડયા મેં કરમના, મૂઢ ન જાણેરે મર્મ,
હદમાં પેસીને હડબડયો, બેહદ ભાંગ્યોરે ભર્મ. કહે૦ ૧૩
જાણ્યાં વિનારે જે વરી, કલ્પ્યો તો રે મેં સાથ,
જ્યાં જોયું જુગતે કરી, ત્યારે ભાગ્યો સંતાપ. કહે૦ ૧૪
ખટ દર્શનને ખોળી વળ્યો, ખટપટ કરતાં રે જેહ
વાદ વિવાદે વઢી મુંવા, ન ટળ્યો મનનો સંદેહ. કહે૦ ૧૫
શાસ્ત્ર જોયું જુગતે કરી, શોધી કાઢયો સિદ્ધાંત,
જીવડો હુંતો જંજાળમાં, તેને કીધો મેં શાંત. કહે૦ ૧૬
ખુતો હુતો બહુ ખેદમાં, ઘરનો ભૂલ્યો તો ઘાટ,
સહેજે સદ્ગુરુ આવી મળ્યો, તેણે દેખાડી વાટ. કહે૦ ૧૭
મૂળ મંત્ર માંડી કહ્યો, ઉપનિષદનોરે અર્થ,
તે મેં વચન બંધક કર્યું, થૈને બેઠો સમર્થ. કહે૦ ૧૮
કાયા કલેવર તુંબડું, ઠપકે થાતું તું ભંગ,
તે મેં માર્યું ત્રૈલોકમાં, મળીઓ સાધુનો સંગ. કહે૦ ૧૯

---

૧ તમો, રજો અને સત્ત્વ ગુણોના.

श्रीः

# श्रीशंकराचार्यप्रणीता

# चर्पटपंजरी ।

पंडित–रघुवंशशर्मविरचितया

भाषाटीकया समलंकृता ।

सेयम्–

भगीरथात्मजहरिप्रसादेन

मुम्बय्यां

"नेटिवओपिनियन" मुद्रणालये मुद्रापिता ।

आवृत्तिः २ ।

शके १८२६, संवत् १९६१.

श्रीः ।

# अथ चर्पटपञ्जरिका

## भाषानुवादसमलङ्कृता ।



वेदान्तशास्त्रकर्तारं वन्देऽहं परमं गुरुम् ॥
पाखण्डपथहर्तारं शंकरं लोकशंकरम् १

श्रीगणेशाय नमः ॥ ॥ भज
गोविन्दं भज गोविन्दं भज
गोविन्दं मूढमते ॥ प्राप्ते स-
न्निहिते मरणे नहि नहि रक्ष-
ति डुकृञ्करणे ॥ १ ॥

अर्थ—ऐ मूढबुद्धि पुरुष! गोविंद भगवानका भजन कर. क्योंकि मरण पास आजानेपर

डुकृञ् करणे धातु कि जिसे तू घोष रहा है वह रक्षा नहीं करती ॥ १ ॥

॥ भज गो० ॥ बालस्ताव-
त्क्रीडासक्तस्तरुणस्तावत्त-
रुणीरक्तः ॥ वृद्धस्तावच्चि-
न्तामग्नः परे ब्रह्मणि कोपि
न लग्नः ॥ २ ॥

अर्थ—इस लिये गोविंदका भजन कर ३. देख, जब तो तू बालक रहा तब खेलनेमें लगा रहा, जवान हुवा तब स्त्रियोंमें आसक्त रहा, व वृद्ध हुआ तब चिंतामें डूब गया; परमात्मामें कभीभी परायण न हुआ ॥ २ ॥

॥ भज गो० ॥ अंगं गलितं

पलितं मुण्डं दशनविहीनं
जातं तुण्डम् ॥ वृद्धो याति
गृहीत्वा दण्डं तदपि न मुञ्च-
त्याशापिंडम् ॥ ३ ॥

अर्थ—इससे हे मूढमते! गोविंद भगवानका भजन कर ३. देख, अंग गल गया यानी जर्जर होगया, व शिरके बाल सफेद पड़गये, मुख दातोंसे रहित होगया और बुड्ढा होनेसे हाथमें लकड़ी लेकर चलता है तोभी आशारूप पिण्डको नहीं छोड़ता ॥ ३ ॥

॥ भज गो० ॥ पुनरपि जन-
नं पुनरपि मरणं पुनरपि ज-
ननीजठरे शयनम् ॥ इह सं-

सारे खलु दुस्तारे कृपया
पारे पाहि मुरारे ॥ ४ ॥

अर्थ—फिरभी जन्म, फिरभी मरण, फिरभी माताके गर्भाशयमें शयन करना है. इस लिये हे मुरारे ! दुस्तर व अपार इस संसारमें कृपा करके जरूर रक्षा करो ॥ ४ ॥

॥ भज गो० ॥ दिनमपि रज-
नी सायं प्रातः शिशिरवस-
न्तौ पुनरायातः ॥ कालः
क्रीडति गच्छत्यायुस्तदपि
न मुञ्चत्याशावायुः ॥ ५ ॥

अर्थ—हे मूढमते ! गोविंद भगवानका भजन कर ३. दिन, रात, सायंकाल, प्रातःकाल,

शिशिर व वसंतऋतु फिर २ आया करते हैं इस तरह यह काल क्रीडा करता है और आयुर्दाय जाता है, परंतु आशारूप वायु नहीं छोड़ती ॥५॥

॥ भज गो० ॥ जटिलो मुण्डी
लुञ्चितकेशः काषायाम्ब-
रबहुधृतवेषः ॥ पश्यन्नपि न च
पश्यति लोकः उदरनिमित्तं
बहुकृतशोकः ॥ ६ ॥

**अर्थ**—इससे हे मूढमते! गोविंद भगवानका भजन कर ३. क्योंकि जटा रखाये, मूंड मुंडाये, बाल कटाये, और भगवा वस्त्र पहिने इस तरहके बहुतसे वेष धारण किये यह लोक, देखताहुआभी देखता नहीं; किंतु केवल पेटके लिये बहुतसा शोक किया करता है ॥ ६ ॥

॥ भज गो० ॥ वयसि गते
कः कामविकारः शुष्के नीरे कः
कासारः ॥ क्षीणे वित्ते कः परिवारो
ज्ञाते तत्वे कः संसारः ॥ ७ ॥

अर्थ—सो हे मूढमते ! गोविंद भगवानका भजन कर ३. क्योंकि उमर जानेपर कामदेवका विकार क्या ? पानी सूख जानेपर तलाव क्या ? धनक्षय हो जानेपर परिवार क्या ? तत्व जाननेपर संसार क्या ? अर्थात् कुछभी नहीं ॥ ७ ॥

॥ भज गो० ॥ अग्रे वह्निः पृष्ठे भानू
रात्रौ चुबुकसमर्पितजानुः ॥
करतलभिक्षा तरुतलवासस्तदपि
न मुञ्चत्याशापाशः ॥ ८ ॥

अर्थ—इसलिये हे मूढमते! गोविंद भगवानका कर भजन ३. क्योंकि दिनको मारे ठंढीके आगेसे अग्निको तापता है, पीछेसे सूर्यको तापता है. और रातको ठोड़ीमें गांठ लगाये रहेता है और हाथमें भिक्षा व दरख्तके नीचे रहेता है, तौभी आशारूप पाश पीछा नहीं छोड़ता ॥ ८ ॥

॥ भज गो० ॥ यावद्वित्तोपार्जन-
सक्तस्तावन्निजपरिवारो रक्तः ॥
पश्चाज्जर्जरभूते देहे वार्तां कोऽ-
पि न पृच्छति गेहे ॥ ९ ॥

अर्थ—इससे हे मूढमते! गोविंद भगवानका भजन कर ३. क्योंकि कि जबतक धनके इकट्ठा करनेमें समर्थ है तभीतक अपना परिवार अप-

नेको प्रिय जानता है इसके बाद देहके जर्जरीभूत होनेपर घरमें कोई बातभी नहीं पूंछता ॥ ९ ॥

॥ भज गो०॥ रथ्याकर्पटविरचितकन्थः पुण्यापुण्यविवर्जितपंथाः ॥
न त्वं नाहं नायं लोकस्तदपि
किमर्थं क्रियते शोकः ॥ १० ॥

अर्थ—तिससे हे मूढमते! गोविंद भगवानका भजन कर ३. रास्तेमें पड़े हुये लत्तोंकी गूदड़ी बनाये व पुण्यपापरहित मार्गवाला हो रह; क्योंकि न तू न मैं न यह संसार है तो फिर तू किसलिये शोक करता है? ॥ १० ॥

॥ भज गो० ॥ नारीस्तनभरजघन
निवेशं दृष्ट्वा मायामोहावेशम् ॥

एतन्मांसवसादिविकारं मनसि
विचारय वारंवारम् ॥ ११ ॥

अर्थ–इस कारण हे मूढ़मते ! गोविंद भगवानका भजन कर ३. और मायासे मोहका आवेशरूप स्त्रीके स्तनोंका भार व जंघावोंके निवेशको देखके मनमें बारम्बार विचार कर कि यह मांस मेदा आदिका विकार है ॥ ११ ॥

॥ भज गो० ॥ गेयं गीतानामसहस्रं
ध्येयं श्रीपतिरूपमजस्रम् ॥
नेयं सज्जननिकटे चित्तं देयं
दीनजनाय च वित्तम् ॥१२॥

अर्थ–इससे हे मूढ़मते ! भगवानका भजन कर ३. और तुझे भगवद्गीता व विष्णुसहस्रनामका

पठन करना योग्य है, व लक्ष्मीपति भगवानके रूपका सदैव ध्यान करना योग्य है तथा सज्जनोंके पास मन ले जाना योग्य है और दीनै प्राणियोंको धन देना योग्य है ॥ १२ ॥

॥ भज गो० ॥ भगवद्गीता किंचिदधीता गंगाजललवकणिका पीता ॥
येनाकारि मुरारेरर्चा तस्य यमः
किं कुरुते चर्चाम् ॥ १३ ॥

अर्थ—सो हे मूढमते! भगवानका भजन कर २ और देख जिसने कुछ भगवद्गीता पढी है, गंगाजलका छोटासा कण पिया है और मुरमर्दन भगवानकी पूजा की है, यमराज क्या उसकी चर्चा करता है? अर्थात् नहीं करता ॥ १३ ॥

॥ भज गो० ॥ कोऽहं कस्त्वं कुत
आयातः का मे जननी को मे तातः॥
इति परिभावय सर्वमसारं सर्वं
त्यक्त्वा स्वप्नविचारम् ॥ १४ ॥

अर्थ—इस लिये हे मूढमते ! गोविंद भगवानका भजन कर ३ और मै कौन, तू कौन, कहांसे आया, कौन मा और कौन बाप है इस तरहके स्वप्नविचारके समान सब संसारको छोड़के, सबको असार जान ॥ १४ ॥

॥ भज गो० ॥ का ते कांता कस्ते
पुत्रः संसारोऽयमतीव विचित्रः ॥
कस्य त्वं कः कुत आयातस्तत्वं
चिंतय मनसि भ्रान्तः ॥ १५ ॥

अर्थ—और हे मूढमते ! गोविंद भगवानका भजन कर ३ तथा कौन तेरी स्त्री, कौन तेरा लड़का, तू किसका और कौन व कहांसे आया है? क्योंकि यह संसार बहुतही विचित्र है और तू इसमें भ्रान्त हो रहा है; इस लिये मनमें तत्वका चिन्तन कर ॥ १५ ॥

॥ भज गो० ॥ सुरतटिनीतरुमूल-
निवासः शय्या भूतलमजिनं वासः ॥
सर्वपरिग्रहभोगत्यागः कस्य सुखं
न करोति विरागः ॥ १६ ॥

अर्थ—इससे हे मूढमते ! गोविंद भगवानका भजन कर ३ और देख कि गंगाजीके तटपरके दरख्तके नीचे रहना, जमीनपर शय्या, मृगचर्मका कपड़ा, सब कर्मोंके भोगका त्याग, इस-

तरहका वैराग्य किसको सुख नहीं करता ? अर्थात् सभीको करता है ॥ १६ ॥

॥ भज गोविन्दं भज गोविन्दं
भज गोविन्दं मूढमते ॥

इति श्रीमच्छंकराचार्यविरचितं चर्पटपञ्जरिकास्तोत्रं समाप्तम् ॥

॥ श्रीकृष्णार्पणमस्तु ॥

अर्थ—इसलिये हे मूढमते ! गोविंद भगवानका भजन कर, गोविंद भगवानका भजन कर, गोविंद भगवानका भजन कर ॥

इति श्रीमच्छंकराचार्यकृतचर्पटपञ्जरिकायाः शास्त्रि-रघुवंशशर्मविरचिता तत्वप्रकाशिकाख्या भाषाव्याख्या समाप्ता ॥

॥ शुभमस्तु ॥

पुस्तक मिलनेका ठिकाना—

हरिप्रसाद भगीरथजीका

पुस्तकालय, कालकादेवीरोड रामवाडी

मुंबई.

॥ ॐ ॥

શ્રી પરમાત્મને નમઃ

# સુવિચાર કુસુમમાળા.

—સંશોધક—


મુમુક્ષુ કંકુચંદ મૂલચંદ શાહ.



પ્રસિદ્ધ કરનાર.

માસ્તર. નાનાલાલ મગનલાલ.

રીચીરોડઉપર—અમદાવાદ.





પ્રથમાવૃત્તિ

સંવત્ ૧૯૬૯ પ્રત. ૨૦૦૦





શ્રી "રામકૃષ્ણ" પ્રીન્ટીંગ પ્રેસમાં

શા મગનલાલ હરિવલ્લભદાસે મુદ્રિત કર્યું.

પાંચકૂવા નવાદરવાજા—અમદાવાદ.

અમુલ્ય.




## હરિગીત છંદ.

જીવીત યૌવન રૂપ લાવણ્ય પ્રિય સમાગમ કારમાં,
ચપલ ચપલા અથિર વૈભવ ડાભ જળ બીંદુ સમાં;
શો ગર્વ કરવો પ્રાણીયા ઉડી જવું પળવારમાં.
કોણ પત્ર લખશે પ્રેમનો સંસારના પરિવારમાં.

——*——

## સાખી-દુહા.

નાભિ કમળમાં નાથ છે, સુંદર તેજ સ્વરૂપ;
જિન જ્યોતિ નિજ રૂપને, ઓળખાવે અનૂપ.

× × × × × ×

મૂરખ મમતા મૂકયને, "હું" પણાની આપ;
ઓળખીશ તું અર્હન્તને, ટળે ત્રિવિધિ તાપ.

× × × × × ×

નિરખ્યું નિજ સ્વરૂપને, ઓળખ્યા તેણે ઇશ,
અન્ય ગમે ત્યાં આથડે, જડે નહિ જગદીશ.

* * * * * *

ગૌતમ આનંદઘન મુનિ, દેવ વિનય વિખ્યાત;
વિજય વિર આતમ મુનિ, પ્રણમું તેહ પ્રભાત.

+ + + + + ×

આત્મ બોધની આટલી, પ્રેમ સહિત પીછાણ.
અંતરથી હું આપતો, "કુંકુ" કર કલ્યાણ.

# વ્હાલાંને વધામણાં.

## લાભ સવાયા લાભોજી ? લેવા સારૂ જાગોજી.

**વિવેકી** વાંચનાર **ગૃહસ્થો** અને બ્હેનો ? આપની પાસે **જ્ઞાન ખાતામાં** વાપરવાને સારૂં જે કાંઇ **દ્રવ્ય-પૈસા** હોય તેનો શુભ કાર્યમાં ઉપયોગ કરવાની ઇચ્છા હોય તો જરૂર તમે જ્ઞાનનો ઉદ્ધાર કરવા ઉમંગથી તૈયાર થાઓ. હું તમને પ્રેમ પૂર્વક એક ભાઈ તરીકે મદદ કરી તમારી કીર્ત્તિ વધારવા અને ધર્મકાર્યમાં મદદ કરવા મન, વચન ને કાયાએ કરી તૈયારજ છું.

**ધર્માદા** ખાતે વાપરવા કહેલી-કાઢેલી રકમ આપણા પેટી પટારા કે ત્રીજોરીમાં રાખી મુકવાથી આપણે **દેવ દ્રવ્યના** દેવાદાર થઈ છીએ. વાસ્તે એવા ખાતાની રકમોનો જેમ બને તેમ જલ્દીથી સારા માર્ગમાં ઉપયોગ કરવો એજ ઉત્તમમાં ઉત્તમ રસ્તો છે, એ તમે સઘળાઓ સારી પેઠે સમજતા હશો; છતાં હું તમને નમ્રતાથી તેની **યાદ** આપું છું તે સ્વિકારજોજી.

ધર્મ નીતિનાં પુસ્તકો હાલની પ્રજાને ઉપયોગી થાય એવી રીતનાં રચાવી છપાવી આપવામાં અમે ઉમંગથી ભાગ લઇશું. વાસ્તે જેમની ઇચ્છા હોય તેમણે મને લખવું એજ વિજ્ઞપ્તિ.

મુંબઈ,
ચોપાટી પોષ્ટ. નં. ૭

શ્રી સંઘનોદાસ.
**કંકુચંદ મૂલચંદ શાહ.**

# નિવેદન.

આ લઘુ ગ્રંથમાં દર્શાવેલાં નીતિમય વચનોને ઉત્સાહ પૂર્વક એક નિષ્ટાથી આચારમાં લેનારને, આ જન્મમાં સદ્મતિ અને પરભવમાં સદ્ગતિ પ્રાપ્ત કરાવશેજ.

**ज्ञानदर्शन चारित्राणि मोक्षमार्गः**

જ્ઞાન, શ્રદ્ધા, અને તે પ્રમાણે વર્તન; આ ત્રણ મોક્ષના રસ્તા-માર્ગરૂપ છે.

" જીવને જે જોઇએ તે આપે એવીરે,
છે આ કુસુમમાળા સુખકર એવી,
થાઓ સૌ જન સુખીયા એ સેવીરે. "



अप्पा सो परमप्पा । આત્મા તેજ પરમાત્મા છે.

" તારા સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કર. "



" તે હૃદયકમળમાં સઉ સુખ છે, "



આ વિચારોનો સર્વત્ર પ્રસાર થાઓ, અને સર્વ વ્યવહારિક તથા પારમાર્થિક ઉન્નતિનો યથેચ્છ અનુભવ કરો, એ પ્રયોજકની આંતરિક શુભેચ્છા છે.

કુમકુમચંદ.

# સુવિચાર કુસુમમાળા.

૧

(૧) " धर्मस्य मूलं विनयः विद्या विनयाद्धि वर्धते " ધર્મનું મૂલ વિનય છે, વિનય થકી વિદ્યા વૃદ્ધિ પામે છે. વિનય વિનાનું જીવન સૂકા–ઠુંઠા વૃક્ષ જેવું જનસમાજમાં દુઃખદાઇ થઇ પડે છે. અને વિનયવાળું જીવન આમ્ર વૃક્ષની પેઠે સર્વને સુખકારક થઇ રહે છે. ( વિનય એ અતિ અદ્‌ભુત વશીકરણ મંત્ર છે. )

(૨) " जन्दनी जन्मभूमिश्च स्वर्गादपिगरीयसी " સુપુત્રને સ્વજનેતા–માતા, અને સુજનને સ્વદેશ, સ્વર્ગથી પણ અધિક મહત્તાવાળા લાગે છે. કારણ કે, માતૃભક્તિ અને સ્વદેશ ભક્તિમાં તે સ્વર્ગના પરોક્ષ આનંદ કરતાં વિશેષ આનંદ પ્રત્યક્ષમાં અનુભવી શકે છે.

(૩) અવિનયી પુત્રોએ અને પુત્રીઓએ વિચારવું જોઇએ કે, તમારા પ્રતિ માતાએ જે ઉપકાર કર્યા છે, તેવા ઉપકાર માંહેલો એક ઉપકારનો પણ બદલો તમારાથી વળી શકે તેમ નથી. તમારા જન્મને માટે–બાલ્યજીવનને માટે માતાએ કેવા વિકટ સંયોગો સહન કર્યાં છે, તેનો વિચાર કરો, વિચાર કરો.

(૪) દૃશ્ય એવી માતાની પ્રસન્નતા મેળવવા જો તમો ભાગ્યશાળી થયા નથી, તો પછી અદૃશ્ય એવા પ્રભુની કૃપા શી રીતે મેળવી શકશો ?

(૫) જેણે માતાની ઉપકાર બુદ્ધિ જાણી નથી તે અન્યની શી રીતે જાણી શકશે ? માતાનો વિનય કરવો એ આત્મોન્નતિ સાધવામાં અતિ ઉપકારક છે. વિનયની શુભ પ્રવૃત્તિથી અનેક પ્રકારનાં વિઘ્નોનો નાશ થઇ, ઇષ્ટ લાભો પોતાની સમીપમાં આવે છે.

(૬) “ વિનય વૈરીને વશ કરે ” આ નાની સરખી કહેવતનો અર્થ સદાએ યાદ રાખવો જોઇએ છે.

(૭) મોટાનો વિનય કરવાથી આપણામાં ગુરૂતા આવે છે. અર્થાત્ વિનય આપણને મોટા બનાવે છે. લઘુતા એ પ્રભુતારૂપ કલ્પવૃક્ષનું બીજ છે એમ નિશ્ચય માનવું.

(૮) દીવસે એવું કાર્ય કરવું કે, રાત્રિએ નિરાંતે સુઇ રહેવાય. આઠ માસ એવું કાર્ય કરવું કે, તે ચોમાસામાં કરવું ન પડે. યુવાવસ્થામાં એવું કાર્ય કરવું કે, વૃદ્ધાવસ્થામાં સુખે દીવસો ગુજરે. જન્મ પર્યંત એવું કાર્ય કરવું કે, આવતા ભવમાં દુઃખો વેઠવાં ન પડે.

(૯) અધમ પુરૂષો વિઘ્નના ભયથી કોઈ પણ કાર્યનો આરંભજ કરતા નથી. ‘प्रारभ्यते न खलु विघ्न भयेन नीचैः’

(૧૦) મધ્યમ પુરૂષો આરંભ કરેલાં કાર્યને વિઘ્ન આવવાથી છોડી દે છે. प्रारभ्य विघ्न विहता विरमन्ति मध्याः

(૧૧) ઉત્તમ પુરૂષો વિઘ્ન આવ્યા છતાં પણ આરંભેલા કાર્યને પાર પાડે છે. 'प्रारब्धमुतम जना न परित्यजन्ति'

(૧૨) વાંચનાર ! જેણે તારાપર ઉપકાર કર્યો હોય, તેનો જો બદલો ન વળે તોપણ, અપકાર કરવા કદી ઇચ્છીશ નહિ. મતલબ કે તું કૃતજ્ઞ થજે, કૃતઘ્ન કદાપિ પણ થઇશ નહિ.

(૧૩) જો તું આબાદ થવાને ઇચ્છતો હોય, તો ન્યાય માર્ગથી દ્રવ્ય ઉપાર્જન કરતાં શીખ.

(૧૪) વિદ્યા ખરચ કરતાં પણ ખુટે નહિ તેવું અખુટ ધન છે. માટે પૈસાનો સંગ્રહ કરવો તે કરતાં વિદ્યાનો સંગ્રહ (સંચય) કરવો વધારે સારો છે. 'विद्या धनं सर्वधन प्रधानम'

૧૫ સાથે એટલું પણ યાદ રાખજો કે, વિદ્યાનો ગર્વ કદી કરવો નહિ. કેમકે, તારાથી વધારે વિદ્યાને ધારણ કરનારા દુનીયામાં ઘણા છે.

(૧૬) શુક પાઠ જેવું જ્ઞાન મેળવ્યા કરતા અનુભવ પૂર્વક જ્ઞાન મેળવવું અત્યંત શ્રેષ્ઠ છે.

(૧૭) વાંચનાર ! તને મોક્ષ સુખની વાંછા હોય તો, સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ કરજે.

(૧૮) સદ્ગુરૂની ઉપાસના કરી વિનય ગુણવડે અને તારા સતત ઉદ્યમ વડે તું સદ્બોધની પ્રાપ્તિ કરી શકીશ.

(૧૯) તારૂં શ્રેય વાંછતો હોય તો, સત્પુરૂષોનો સંગ કર. 'श्रेवोदं भज साधु संगमम्'

(૨૦) સદાચારથી જ તારી આબાદી થશે, એમ ધારી સદાચારનું સેવન કર.

(૨૧) આ લોક અને પરલોક વિરૂદ્ધ કાર્ય, પ્રાણાંતે પણ કરીશ નહિ. 'प्राणान्तेपि प्रकृति विकृतिर्जायते नोत्तमानाम्'

(૨૨) વાંચનાર! તું વિશ્વાસઘાતને મહા પાપનું મૂલ જાણી, તેનો ત્યાગ કર." विश्वास घातेन नरकं यान्ति यावच्चन्द्र दिवाकरौ"

(૨૩) યંત્ર તંત્ર કે મંત્ર વિગેરે કોઈ પણ **ધર્મથી** અધિક નથી. યંત્રાદિ આભવમાં સુખ આપે છે અને ધર્મ ભવોભવમાં સુખ આપે છે. માટે ધર્મનોજ આદર કરવો.

(૨૪) ગંધ વિના ફૂલની શોભા નથી, દાંત વિના મુખની શોભા નથી. સત્યતા વિના વચનની શોભા નથી, તેવીજ રીતે પુણ્ય વિના પુરૂષ શોભા પામતો નથી. नर पुण्येन शोभते:

(૨૫) મન જીત્યું તેણે સર્વ જીત્યું, એમ સમજી મનને જ વશ કરવું. " मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोः"

(૨૬) મૂર્ખને શીખામણ આપવી, કદાગ્રહીને ધર્મ સંભળાવવો અને કુપુત્ર યા કુશિષ્યને બોધ આપવો તે નિષ્ફળ છે. उपदेशो हि मूर्खाणां प्रकोपायन शान्तये "

(૨૭) અંજલીમાં રહેલા જળની જેમ યૌવન દિનદિન ગળે છે. અને ગિરિનદીના વેગ જેવોજ તેનો વેગ છે. "गिरिनदीवेगोपमं खलु यौवनम्"

(૨૮) પુન્યથી પુન્ય વધે છે અને પાપથી પાપ વધે છે. માટે નિરંતર પુન્યજ કર્યા કરવું.

(૨૯) પુન્ય કરવાથી રૂપ, લાવણ્ય, યશ, માન, પ્રતિષ્ઠા વધે છે. અને પાપથી એ સર્વે ઘટે છે.

(૩૦) વ્રતમાં શીલ (બ્રહ્મચર્ય) વ્રત ઉત્તમ, દાનમાં અભયદાન ઉત્તમ, ગુણમાં વિનયગુણ ઉત્તમ, રૂપમાં ભગવંતનું રૂપ ઉત્તમ અને વચનમાં સિદ્ધાંત વચન ઉત્તમ જાણવું.

(૩૧) સંતોષથી સુખ, સુખથી ધર્મ અને ધર્મથી મોક્ષ મળે છે. માટે સત્પુરૂષોએ અત્યંત સંતોષ ધારવો યોગ્ય છે. "સંતોષી તે સુખીયા થયા; દુઃખીયા તે જે લોભે ગ્રહ્યા"

(૩૨) જેવી મતિ તેવી ગતિ, જેવી ક્રિયા તેવું કર્મ, જેવું તપ તેવું ફળ, તેમ જેવો સંતોષ તેવું સુખ સમજવું.

(૩૩) વ્રત ભંગ કરનાર જેવો કોઇ પાપી નથી અને વ્રત પાળનાર જેવો કોઈ ધર્મી નથી.

(૩૪) જેમ હીરાની પરીક્ષા ઝવેરીજ કરી શકે છે, તેમ ધર્મની પરીક્ષા સામાન્ય માણસથી થઇ શકતી નથી. જ્યારે તટસ્થ કે મધ્યસ્થ વૃત્તિ થાય છે, ત્યારેજ સત્ય વસ્તુનું અલૌકિક સ્વરૂપ સમજાય છે.

આત્મતત્વની ખબર નથી તેને છે, પરંતુ જેને પરવસ્તુમાં પોતાપણાનો વિભ્રમ નથી, તેવા **જ્ઞાનીએ** તો સર્વ અવસ્થામાં પોતાના **આત્મામાંજ** વસવું. ૭૮.

હવે ભવનું ને ભવથી છુટવાનું કારણ કહેછે.

**आत्मेति वपुषि ज्ञानं कारणं कायसंततेः ।**
**स्वस्मिन् स्वमिति विज्ञानं स्याच्छारीरांतरच्युते ॥७९॥**

**અર્થ**—આ શરીર તેજ આત્મા એવું જ્ઞાન તેજ ભવોભવનું કારણ છે, અને પોતાનો આત્મા તેજ હું, એવું વિશેષજ્ઞાન તે ભવોભવથી છોડનાર છે. ૭૯.

**आत्माऽत्मना भवं मोक्षमात्मनः कुरुते यतः ।**
**अतो रिपुर्गुरुश्चायमात्मैव स्फुटमात्मनः ॥ ८० ॥**

**અર્થ**—જ્યારે આત્મા પોતેજ આત્માને ભવોભવમાં લઇ જાય છે અને મોક્ષેપણ તેજ પહોંચાડે છે, એટલા માટે આત્માજ આત્માનો પ્રગટ રીતે શત્રુ પણ છે અને ગુરૂ, મિત્ર, પણ છે. ૮૦.

આત્માજ આત્માનો ગુરૂ ને શત્રુ છે.

આત્મજ્ઞાની, મરણ પાસે આવતું જોઇ શું કહે છે?

**पृथग्दृष्ट्वाऽऽत्मनः कायं कायादात्मानमात्मवित् ।**
**तथा त्यजत्यसंगोऽगं यथा वस्त्रं घृणास्पदम् ॥ ८१ ॥**

**અર્થ**—આત્મજ્ઞાની આત્માથી કાયાને જેમ જૂદી જૂએછે, તેમ કાયાથી આત્મા પણ જૂદોજ માને છે. માટે મર-

ણુપાસે હોય, ત્યારે અંગને એવી રીતે છોડી દે છે કે જાણે વિષ્ટાથી ખરડાએલું વસ્ત્ર હોયની? ૮૧.

કોણ પોતાના સ્વરૂપથી પાછો પડતો નથી તે કહેછે.

**अंतर्दृष्ट्वात्मनस्तत्त्वं बहिर्दृष्ट्वा ततस्तनुम् ।**
**उभयोर्भेदनिष्णातो न स्खलेदात्मनिश्चये ॥ ८२ ॥**

**અર્થ**—જે દેહ અને આત્માનો ભેદ જાણવામાં નિપુણ છે, તે પોતાના અંતરમાં આત્મતત્વને અને બાહિર શરીરને જુએ છે; આવી નિપુણ ભેદદૃષ્ટિથી તે પોતાના આત્મસ્વરૂપથી કોઈ દિવસે પાછો પડતો નથી. ૮૨.

આત્મજ્ઞાનીને આરંભમાં ને પછી જગત્ કેવું લાગે છે ?

**तर्कयेज्जगदुन्मत्तं प्रागुत्पन्नात्मनिश्चयः ।**
**पश्चाल्लोष्टमिवाचेष्टं तद्द्रष्टाभ्यासवासितः ॥ ८३ ॥**

**અર્થ**—જેને આત્મનિશ્ચય થાયછે, તેને પ્રથમ આ જગત્ ઉન્મત્ત જેવું લાગેછે, પરંતુ તેજ જગત્ આત્મદર્શનની દૃઢ વાસના થયા પછી, માટીનાં ઢેભાં જેવું લાગેછે. ૮૩.

આત્મા, શરીરથી ભિન્ન છે એવું માત્ર બોલવા કે સાંભળવાથી મોક્ષ નથી.

**शरीराद्भिन्नमात्मनं शृण्वन्नपि वदन्नपि ।**
**तावन्न मुच्यते यावन्न भेदाभ्यासनिष्ठितः ॥ ८४ ॥**

**અર્થ**—આ શરીરાદિથી આત્મા જુદો છે. એવું માત્ર બોલવાથી કે સાંભળવાથીજ બંધનથી મુકાઈ મોક્ષ પામતો નથી.

જંતુઓને અભયદાન મળેછે. પરંતુ એ મહાવ્રત પાળતાં જ્યારે આપણામાં એવી શક્તિ સ્ફુરે કે, આપણાથી ભય પામતા પ્રાણી આપણા ખોળામાં આવી રમે, એટલુંજ નહિ પરંતુ વિરૂદ્ધ સ્વભાવવાળા પણ પોતાનું વૈર છોડવાની બુદ્ધિવાળા, આપણને જોતાંજ થઈ રહે, ત્યારે આપણમાં અહિંસાભાવ પ્રગટ થયો કેહેવાય, અને તે વખતે દ્રવ્યથી અહિંસાવ્રત આપણે છોડી દઇએ, તોપણ આપણે અહિંસાવ્રતમાંજ છીએ. કારણકે **ભાવ અહિંસા આત્માનો સ્વભાવ** છે. તેથી તે ન છૂટે પણ **વિભાવ** છૂટે માટે વ્રત છોડતાં પોતાના આત્માની ખૂબ વિચિક્ષણતાથી પરીક્ષા કરવી જોઇએ.–ભા.ક.

જાતિ અને લિંગના આગ્રહથી પણ મોક્ષ નથી તે કહેછે.

**जातिर्लिङ्गमिति द्वंद्वमंगमाश्रित्य वर्तते ।**
**अंगात्मकश्च संसारस्तस्मादेतद्द्वयं त्यजेत् ॥ ८८ ॥**

અર્થ—જાતિ અને લિંગ એ બે દેહને આશ્રીને રહ્યાં છે, અને એજ દેહ તેજ સંસાર છે, માટે જાતિને લિંગનો (પરમાર્થ દ્દષ્ટિવાળાએ) આગ્રહ કરવો નહિ. ૮૮.

વિવેચન—જાતિ એટલે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શ્રાવક, વૈષ્ણવ, ઇત્યાદિ, અને લિંગ એટલે સ્ત્રી, પુરૂષ, નપુંસક અથવા સાધુ, સંન્યાસી, ઇત્યાદિ. હવે એ બ્રાહ્મણાદિ જાતિ અને સાધુઆદિ લિંગ, એ બન્ને પૂછોતો તે દેહને છે. આત્મા કંઈ બ્રાહ્મણ નથી, સાધુ નથી, સંન્યાસી નથી. માટે એવોજ

આગ્રહ કરીએ કે ફક્ત અમુક જાતિ ને અમુક લિંગવાળાજ મોક્ષે જાય, તો એ દુરાગ્રહ છે. પરંતુ જેને આત્મસ્વરૂપની યથાર્થ ખબર છે, તે ગમે તે જાતનો હોય, ગમે તો સ્ત્રી હોય કે ગમે તો પુરૂષ હોય, ગમે તો સાધુ હોય ને ગમે તો શ્રાવક હોય, ગમે તો ફકિરી પોશાક પેહેરતો હોય અને ગમેતો ભગવાં પેહેરતો હોય, તેને પણ મોક્ષ થવામાં બાધ નથી. પરંતુ આત્મસ્વરૂપ યથાર્થ સ્વસંવેદન થવું જોઇએ. જૈનશાસ્ત્ર જેમ આ બાબતમાં ઉદ્દારબુદ્ધિવાળું છે, તેમજ પરમેશ્વરની બાબતમાં પણ ઉદ્દારબુદ્ધિવાળું છે. શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય કહેછે કે, આ જીવને ભવોભવમાં ભટકાવનાર રાગ દ્વેષ છે, અને એ ભવ ઉત્પન્ન કરનારા રાગદ્વેષનાં બીજો જેનાં બળી ગયાં છે, તે જોઇએ તો શિવ હોય, જોઇએ તો વર્ધમાન હોય, જોઇએ તો, વિષ્ણુ હોય, તેને મારો નમસ્કાર છે. હવે માત્ર જોવાનું એટલુંજ છે કે રાગદ્વેષ બીજા દેવને છે યા નહિ, અને જાતિ, લિંગ જેમ શ્રાવક, કે સાધુ મુનિરાજને છે, તેમ બીજાને પણ છે; માટે આત્મસ્વરૂપને યથાર્થ તે ઓળખેછે યા નહિ તેની પરીક્ષા કરવાંમાં વિચિક્ષણ થવું જોઇએ. પરંતુ ખોટો આગ્રહ કરી પરનિંદામાં તો નજ પડવું. અંતરાત્માએ તો બનતાં સુધી બીજાઉપર કરૂણાબુદ્ધિ દાખવવી. તે ન રહે તોજ ઉપેક્ષા કરવી કારણકે એજ તેને શ્રેયસ્કર છે અને જે અંતરાત્મા ન હોય, છતાં દ્રવ્ય સમ્યકત્વવાન હોય, તેને પણ મારી એજ ભલામણ છે કે અન્ય દર્શનનો પરિચય ન કરવો, પરંતુ તેની નિંદા કરી પોતાના

આત્માને રાગદ્વેષથી કાળો ન કરવો, હા યથાર્થ સમય જોઈ બોલવું, વર્તવું, પરંતુ તેમાં પોતે જોવું કે મને રાગદ્વેષ થાય છે કે નહિ! જો રાગદ્વેષ થતા હોય તો મધ્યસ્થજ રેહેવું. દ્રવ્ય સમ્યક્ત્વવાન સુદેવ, સુગુરૂ, ને સુધર્મને જાણે છે, તેણે તો પોતાના સાધ્ય તરફ દૃષ્ટિ રાખવી કે, અમારા દેવ, ગુરૂ ને ધર્મ કેવા છે? ખરૂં પૂછો તો દેવ ગુરૂ ને ધર્મને અનુસરનારા, ધર્મને અર્થે શાસન, તાડન, તર્જન વગેરે કરે, પરંતુ જેને શાશનાદિ કરે તેના ઉપરથી, પણ તેની કરૂણાબુદ્ધિ ન જાય. તેને શાશનાદિ કરવામાં પણ તેનું હિત હોય. મને તો આમ મારી મતિ કલ્પનાથી સુઝયું છે. યથાર્થ જ્ઞાની મહરાજ કે ગીતાર્થ મહારાજ જાણે. આ સંબંધમાં તેનું જે વચન હોય તે મને પણ પ્રમાણ છે.- ભા. ક.

જેમ જાતિ અને લિંગનું કહ્યું તેમજ અનાત્મદર્શીને દેહને વિષે બીજો પણ કેવો વિપર્યાસ થાયછે તે કહેછે.

**अभेदविद्यथा पंगोर्वेत्ति चक्षुरचक्षुषि ।**
**अङ्गेऽपि च तथा वेत्ति संयोगाद् दृश्यमात्मनः॥८९॥**

અર્થ—જેને ભેદજ્ઞાન નથી, તે જેમ પાંગળાની દૃષ્ટિ આંધળાને આરોપેછે, તેમજ આત્મા અને દેહના સંયોગથી આત્માની દૃષ્ટિ દેહને વિષે આરોપેછે. ૮૯.

વિવેચન—કોઇ પાંગળો આંધળાને ખભે બેસી ચાલ્યો જાયછે. હવે દેખેછે તો પાંગળો પણ એમ કહે કે આંધળો દેખેછે, તેમ જેને આત્માના સ્વરૂપની ખબર નથી, તે આત્માનું જોવું તે, શરીરની આંખને આરોપેછે. આંખ તો આ

જીવ શરીરમાંથી છુટયા પછી પણ હોય છે છતાં જીવ જો શરીરમાં ન હોય તો, તે દેખતો નથી. માટે દેખનારી આંખ નથી, પણ આત્મા છે. આંખ તો એક દ્વાર છે, જેથી આત્મા વખતે ખેંચાઇ પરવસ્તુને વિષે મોહ પામેછે અને સદ્ વિચારવાન હોય તો, શુભ નિમિત્ત લઈ તેજ દ્વારથી મોહથી છુટવાને યોગ્ય થાય છે. પરંતુ **આત્મદર્શનને** માટે તો **અંતરાત્મતત્ત્વ** છે ને તે **સ્વપદનો** સાક્ષીભૂત જણાય છે.—ભા.ક.

પરંતુ આત્મદર્શીને તેવો વિપર્યાસ થતો નથી.

**भेदविज्ञ यथा वेत्ति पंगोश्चक्षुष्यचक्षुषि ।**
**ज्ञातात्मा न तथा वेत्ति तत्काये दृश्यमात्मनः॥९०॥**

**અર્થ**—પરંતુ જેને આંધળા ને પાંગળાના ભેદની ખબર છે, તે આંધળાની દૃષ્ટિ જેમ પાંગળાને આરોપતો નથી. તેમ જેણે આત્માને જાણ્યો છે, તે આત્માની દૃષ્ટિ શરીરને નહિ આરોપે ૯૦.

**વિવેચન**—કોઈપણ દેખતો માણસ, આંધળાના ખભા ઉપર બેઠેલા પાંગળાને જોતો દેખે, તે આંધળો જુએછે એમ કહેશે નહિ, તેમજ જેને પોતાનું **આત્મતત્ત્વ** જોવાને દિવ્ય ચક્ષુ છે, તે જડ એવા શરીરને જોનાર છે એમ નહિ માને. એ જડનો તથા પોતાના સ્વતત્ત્વનો જોનાર સાક્ષી પોતાનો આત્માજ છે, એમ જ્ઞાની તો જાણી લેશે.— ભા. ક.

જ્ઞાની અને અજ્ઞાનીને જાગૃત અને સ્વપ્નાવસ્થા કેવી છે.

**मत्तोन्मत्तादिचेष्टासु यथाऽज्ञस्य स्वविभ्रमः ।**
**तथा सर्वास्ववस्थासु न क्वचित्तत्त्वदर्शिनः ॥ ९१ ॥**

અર્થ—જે અજ્ઞાની છે, તેને જાગૃત ને ઉન્મત્ત આદિ અવસ્થા એ હું એવો વિભ્રમ થાયછે, પરંતુ જે તત્વદર્શી છે, તેને સર્વ અવસ્થામાં એવું બિલકુલ થાયજ નહિ. ૯૧.

ઘણાં શાસ્ત્ર ભણે, પણ શરીરને આત્મા માનનારને મોક્ષ ન થાય.

**देहात्मदृग् न मुच्येत चेज्जागर्ति पठत्यपि ।**

**सुप्तोन्मत्तोऽपि मुच्येत स्वस्मिन्नुत्पन्ननिश्चयः ॥ ९२ ॥**

અર્થ—આ શરીર એજ આત્મા એવું જોનાર માણસ જોઈએ તો જાગે, ને જોઇએ તો શાસ્ત્રોનો અભ્યાસ કરે, તોપણ (સાધ્યની ખબર ન હોવાથી) કર્મના બંધનથી મુકાય નહિ; અને જેને પોતાના સાધ્ય એવા આત્માનો પોતાનામાંજ નિશ્ચય થયો છે, તે જોઇએ તો સુતો હોય, જોઇએ તો ઉન્મત્ત હોય તથાપિ તે બંધનથી મૂકાયછેજ. ૯૨.

વિવેચન—સમ્યક્ત્વ પ્રાપ્તિ એટલે અંતરાત્મવૃત્તિ જ્યાંસુધી ન થઈ હોય, ત્યાંસુધી ઘણાં શાસ્ત્ર ભણનારા જીવતા ફોનોગ્રાફ જેવા છે. જેમ ફોનોગ્રાફમાં જે શબ્દો બોલાયેલા હોય, તે પાછા તેવાને તેવા કહી જાય, તેમ આ માણસો પણ બીજા શાસ્ત્રકારોનું બોલવું તેવુંને તેવું બોલી જાયછે. અને જો સમ્યક્ત્વ આવ્યું હોય તો, વસ્તુ સ્વરૂપને નાના પ્રકારે કહેતો જાય; ને પછી તેમાં શાસ્ત્ર સમ્મત કેમ છે તે દાખવતો જાય. કારણકે અનુભવ જે શાસ્ત્રકારને છે, તેમ પોતાને પણ થયો છે.

જ્ઞાનભંડાર ઉઘડતાં એમ માલુમ પડે છે કે, **ક્ષયોપશમ** ટાણે પણ અનુભવ છે, અને તે સિવાયના બીજા સમ-

યમાં ક્ષયોપશમના ટાણાને દૃઢ સ્મૃતિમાં લાવી તેમાં શ્રદ્ધા કરવામાં આવે તો પાછો ક્ષયોપશમ આવી ઉભો રહે છે.

હવે અંતરાત્માને પરમાત્મા થવાના બે ઉપાયમાંનો એક કહેછે.

**आत्मानं सिद्धमाराध्य प्राप्नोत्यात्माऽपि सिद्धताम् ।**
**वर्तिः प्रदीपमासाद्य यथाऽभ्येति प्रदीपताम् ॥ ९३ ॥**

**અર્થ**—આત્મા પોતાથી ભિન્ન એવા સિદ્ધ અર્હદ્દાત્માની આરાધના કરતો કરતો પોતે પણ સિદ્ધ અર્હદ્દાદિ થાયછે; જેમ વાટ દીવાને પામી પોતે પણ દીવારૂપ બની જાય છે. ૯૩.

હવે અંતરાત્મા પોતાનુંજ ધ્યાન કરતાં પરમાત્મા થાયછે, તે કહેછે.

**आराध्यात्मानमेवात्मा परमात्मत्वमश्नुते ।**
**यथा भवति वृक्षः स्वं स्वेनोद्धृष्यहुताशनः ॥ ९४ ॥**

**અર્થ**—અથવા આત્મા અંતરાત્મા થઇ પરમાત્મત્વ એટલે પોતાના શુદ્ધસ્વરૂપની ભાવના કરી, તેમાંજ લય લગાવી દે તો, તે પરમાત્મા થઇ જાય. જેમ, લાકડું પોતે-જ લાકડાની સાથે ઘસવાથી અગ્નિ પ્રગટ થાયછે. ૯૪.

ઉપસંહારરૂપ ફલ કહેછે.

**इत्थं वाग्गोचरातीतं भावयन् परमेष्ठिनम् ।**
**आसादयति तद्यस्मान्नभूयो विनिवर्तते ॥ ९५ ॥**

**અર્થ**—આ પ્રમાણે વાણીથી નહીં વર્ણવી શકાય એવી પરમાત્મની ભાવના કરતાં કરતાં. પોતેજ પરમાત્મરૂપ બને છે; અર્થાત્ મોક્ષ-લક્ષ્મીને પામેછે કે જ્યાંથી ફરી પાછું ભવસમુદ્રમાં પડવાનું નથી. ૯૫.

આત્મા સર્વદા એકાંતમુક્ત છે એમ માનનારા સાંખ્યમતને નિરાસ્ત કરેછે.

अयत्नजनितं मन्ये ज्ञानिनां परमं पदम् ।
चेदात्मन्यात्मविज्ञनमात्रमेव समीहते ॥ ९६ ॥

અર્થ—આત્મામાં આત્માનું જ્ઞાન માત્ર બસ છે. એમ જો ઇચ્છા રાખે તો હું એમ માનું છું કે જ્ઞાનીનું પદ અયત્ન સાધ્ય છે. ૯૬.

વિવેચન—સાંખ્યમતપ્રમાણે આત્મા નિત્યમુક્ત હોય તો પછી મોક્ષને માટે પ્રયાસ કરવાની જરૂર શી? પરંતુ તે નિત્યમુક્ત નથી, માટે આપણે મુક્ત થવા પ્રયાસ કરવો પડેછેજ, પણ પછી સહજ આનંદરૂપ થઈ રહેછે.

મરણ પછી પરમાત્માનો અભાવ છે એમ કહેનારને કહેછે.

स्वप्ने दृष्टविनाशोऽपि यथाऽऽत्मा न विनश्यति ।
जागरेऽपि तथा भ्रांतेरुभयत्राविशेषतः ॥ ९७ ॥

અર્થ—સ્વપ્નમાં દેખેલી વસ્તુના વિનાશથી કંઈ આત્માનો નાશ થતો નથી. તેમજ જાગૃતમાં ભ્રાંતિથી દેખેલી વસ્તુના નાશથી પણ કંઇ આત્માનો નાશ નથી થતો, કારણ કે બેઉમાં વિપર્યાસ સમાન છે. ૯૭.

વિવેચન—જન્મમરણ જાગૃતમાં દેખાય છે તે બેઉના નાશથી તેજ રીતે આત્માનો નાશ નથી થતો કારણ કે તે અનુભવરૂપ જાગૃત અવસ્થામાં જન્મમરણનો આત્મા, દ્રષ્ટા, જ્ઞાતા થઇ રહેછે. અમેરિકામાં યુનાઇટેડસ્ટેટમાં મિચિગન ના-

મનું એક રળિઆમણું સંસ્થાન છે. આ સંસ્થાનનું મુખ્ય શહેર ડિટ્રૉઇટ છે, તેમાં ડાક્ટર મેડો ને તેમનાં પત્ની રહે-છે. આ બન્ને જે મારાં બેન ને બનેવી છે, તેઓ મારા શિષ્ય વર્ગમાં હતાં. તેમને ઘેર વર્ગમાં હું ધ્યાનનો પાઠ આપતો હતો. હવે બનાવ એવો બન્યો કે, મારાં બેન મિસીસ મેડોનું પોતાના લગ્ન વખતે ભેટ મળેલું, એક ઘણુંજ સુંદર, પુષ્પ-પાત્ર (Wedding-vase) એક ટેબલપર પડેલું હતું. તે વ-ર્ગમાં આવનાર એક ગૃહસ્થના અથડાવાથી ફુટી ગયું. પુષ્પ-પાત્ર સાઠ ડાલર (એકસો એંશી રૂપીઆ)નું હતું. આ ફુટી જતાં મારાં બેન બોલી ઉઠયાં કે "મારા હૃદયના ચૂરેચૂરા થઈ ગયા."

ત્યારે ભાષાંતર કર્તાએ તેમને કહ્યું કે, બેન ! લગ્નમાં ભેટ આવેલું પુષ્પપાત્ર ફુટી ગયું. હવે વિચારો કે તે લગ્નની સુખ-રૂપ હૈયાતીને માટે જે આપેલું હતું તે પાત્ર ફુટીગયું, પણ બેન લગ્ન કાંઈ ફુટી ગયું છે? મારા બનેવી ડાક્તર તો તમને વધારે ચાહેછે, અને તમારૂં પુષ્પપાત્ર ફુટી જવાથી તમારા-પર દયા આવવાને લીધે, તમારા ઉપરનો પ્રેમ સુદૃઢ થતો જાયછે. માટે જેને માટે પુષ્પપાત્ર મળ્યું તે તો ઉલટું કાયમ અને મજબુત થયું જણાય છે.

વળી દરેક વસ્તુ જેને લોકો ભ્રાંતિથી નાશ પામેછે એમ કહેછે, તે નાશ નથી પામતી પણ તેનું સ્વરૂપ વધારે સુંદર થવાને દૃષ્ટિથી જરા દુર રહી બીજી તરફથી આવે છે. તેમ તમારૂં પુષ્પપાત્ર પણ વધારે સુંદર થવાને ગયું છે. બેન મિ-

સીસ મેડોએ પ્રશ્ન કર્યું કે, એવી ખાત્રી કેમ થાય કે, તે વિશેષ સુંદર થવાને ગયું છે?

લાલને કહ્યું, જુઓ બેન આપણા અમેરિકામાં ૨૫ વર્ષ ઉપર જે પુષ્પપાત્ર હતાં તે કેવાં બેડોલ હતાં; અને તે વખતે આપણને સુન્દર લાગતાં હતાં; તે ફુટી ગયાં તો આજે આવાં સારાં બન્યાં. તેમજ હમણાં જે પુષ્પપાત્ર ફુટી જાયછે, તે વધારે સારાં ને મજબુત થવાને ફુટી જાયછે. માટે દિલગીર થવાને બદલે હર્ષ થવો જોઇયે.

વળી તમે જેને ત્યાં રહી સ્ટેન્યોગ્રાફી (ચિન્હાક્ષર લેખનવિદ્યા)ના ધંધામાં તમારા ઉપરીને સંતોષ આપવાથી તે તમને ભેટ મળ્યું હતું. માટે તે પુષ્પપાત્ર તમારી ચિન્હાક્ષર લેખનવિદ્યાએ ઉત્પન્ન કર્યું એમ કહેવાય તો તે ચિન્હાક્ષર લેખનવિદ્યા તો કાંઈ ફુટી નથી ગઈ. એણે તો પુષ્પપાત્ર મળ્યા પછી પણ એવાં ઘણાંએ પુષ્પપાત્ર મળે, એટલા ડાલર ઉત્પન્ન કર્યા અને હજી કરેછે, અને ધીરજ રાખશો તો એ પુષ્પપાત્ર સુંદર બની રહે એટલામાંજ તમારી ચિન્હાક્ષર લેખનવિદ્યાની ટંકશાળમાંથી નવું સુંદર બનેલું પુષ્પપાત્ર લઈ શકાય, એટલા ડાલરો નીકળી પડશે.

પ્રિય વાંચનાર! વસ્તુઓ સઘળી આપણામાં ભરેલા અનંત વીર્યને લીધે, આપણી પાસે ખેંચાઈ આવેછે અને તે જ્યારે ચર્મચક્ષુથી દુર થાયછે, ત્યારે પણ અંતરાત્મથી દેખાતા આત્માના વીર્યેથી દુર થતી નથી. આત્મા તો જાણેછે, જુએ છે અને એ ઉભયવડે આનંદ પામે છે.

શુદ્ધ આત્માને કેવો જાણવો તે કહેછે.

**अतींद्रियमनिर्देश्यममूर्त्तं कल्पनाच्युतम् ।**
**चिदानंदमयं विद्धि स्वस्मिन्नात्मानमात्मना ॥ ९८ ॥**

**અર્થ**—ઇંદ્રિયોથી અગોચર, બતાવી ન શકાય એવો અ-રૂપી, કલ્પનારહિત, ચિદાનંદમય એવા આત્માને આત્મામાંજ તું જાણ. ૯૮.

આત્માને આત્મારૂપે જાણનારનેજ મોક્ષ છે, તે કહેછે.

**मुच्येताधीतशास्त्रोऽपि नात्मेति कलयन्वपुः ।**
**आत्मन्यात्मानमन्विष्यन् श्रुतशून्योऽपि मुच्यते ॥९९॥**

**અર્થ**—આ શરીર એજ આત્મા છે, એવું જાણનાર શાસ્ત્ર ભણેલો હોય, તોપણ કર્મબંધનથી મુકાય નહિ, પરંતુ શાસ્ત્ર ન ભણેલો હોય તથાપિ આત્માને વિષે આત્માની શોધ કરનારો કર્મબંધનથી મુકાય ખરો ! ૯૯.

**વિવેચન**—પરંતુ શાસ્ત્ર ભણેલો હોય અને વળી આત્માને વિષે ખોળ કરતો હોય તો, તેને બંધનમુક્ત થવામાં ઉપર કહેલા બેઉ કરતાં વિશેષ સુલભતા થાય.

"**માસતોસ માસરોસ**"નામના ઋષિ **આત્મામાંજ** ર-હેલા ભાવકર્મરૂપ રાગદ્વેષને મુકી દેતાં, કેવલજ્ઞાન પામ્યા. અને તેમના ગુરૂભાઇ ઘણાં શાસ્ત્રો ભણેલા છતાં મુક્ત ન થયા માટે શાસ્ત્ર નહિ ભણવું એમ અહીં કહેવાની મતલબ નથી, પરંતુ ભણીને પણ આત્માર્થના ખપી થવું. આત્માર્થી થવામાં કદાચ આ ઉપાય કંઇક લાગુ પડે. પહેલાં તો જે

સાંસારિક વસ્તુઓમાં પોતાને લાગતું વળગતું નથી, તેવી **પરચિંતા** મુકવી. આમ કરવાથી **અનર્થદંડનાં** પાપ લાગતાં હોશે, તે લાગતાં બંધ થશે. ત્યારપછી **ભોગચિંતા** મુકવી કારણ કે ભોગ ક્ષણભંગુર છે. ત્યારપછી **મોહચિંતા** મુકવી, એટલે અરે મેં આટલાં બધાં કર્મ કર્યાં છે, હું તેમાંથી કયારે છુટીશ? એમ કરી રોજ રોઇ રોઈ બેસી ન રહેવું, પરંતુ **વીર્ય** બળવાન્ કરી મોહને હઠાવવો. આ પ્રમાણે અધમમાં અધમ પરચિંતા, પછી અધમ એવી કામચિંતા, પછી મધ્યમ એવી મોહચિંતા મુકાય, પછી માત્ર પોતાના **આત્મસ્વરૂપનીજ** ચિંતા કરવી, એટલે તેનુંજ ચિંતવન કરવું, તેનીજ ચર્ચા કરવી, તેને માટેજ ભણવું. પ્રથમ અશુભ ક્રિયામાંથી નિવૃત્ત થઈ, શુભ ક્રિયાઓ કરવી અને શુભ ક્રિયામાં આ પ્રકારે આત્મતત્વ જાણવું; જણાયા પછી તેમાંજ રમણતા થઈ રહે, રમણતા થતાં સ્વપ્નમાં પણ પરવસ્તુમાં રાગદ્વેષ ન થાય, આટલેસુધી ચેતન ચડે, ત્યારે **આત્મચિંતા** પણ મુકવી. એટલે તેમાંજ સ્થિર થવું, એટલે સવિકલ્પસમાધિ મૂકી નિર્વિકલ્પસમાધિમાં આત્મા દાખલ થશે એમ થતાં થોડાજ ભવમાં **જ્ઞાનમય, દર્શનમય, આનંદમય, ચારિત્રમય, વીર્યમય, અરૂપી, અગુરૂલઘુ સાદિઅનંત** એવો આત્મા પોતાના સ્વસ્વરૂપે થઈ રહેશે. પરંતુ આ પરમ સ્થિતિ પામવી પોતાના સામર્થ્યમાં હોવા છતાં મન, વચન, કાયા–ને ઉપરપ્રમાણે ન પ્રવર્તાવનારને તો એજ ભવભ્રમણ કે વખતે મેરૂપર્વત જેટલા ઓઘામોમતી પણ થાય. માટે

યથાશક્તિ ત્રણે કરણે આ પ્રયોગ કરી તેનો પરમ આસ્વાદ લઇ જોવો કે જેથી દુઃખમય જઈ **આનંદમય** થવાય.—ભા.ક.

હવે આત્માનંદ કેમ ચાખવો તે કહેછે.

**पराधीनसुखास्वादनिर्वेदविशदस्य ते ।**
**आत्मैवामृततां गच्छन्नविच्छिन्नं तमिष्यते ॥ १०० ॥**

અર્થ—પરવસ્તુના સ્વાદમાં વિરાગવાન્ થવું, એટલે આત્મા પોતેજ પોતાનામાં રહેલા અમૃતનો સ્વાદ હળવે હળવે લેતો જશે ને પછી તે સ્વાદનો અંતજ નહિ આવે. ૧૦૦.

યોગીએ આરંભમાં દુઃખથી પણ તત્વને જાણવું.

**यदभ्यस्तसुखाज्ज्ञानं तद्दुःखेनापसर्पति ।**
**दुःखैकशरणस्तस्माद् योगी तत्त्वं निरूपयेत् ॥१०१॥**

અર્થ—જે સુખી અવસ્થામાં જ્ઞાન આવ્યું હોય, તે કંઇ દુઃખ આવતાં ચાલ્યું જાય છે, માટે આત્માભ્યાસી યોગીએ દુઃખ પામવા છતાં પણ આત્મતત્વનું શોધન કરવું. ૧૦૧.

હવે ઉપસંહારરૂપ શુદ્ધ આત્મસ્વરૂપ કથન કરી ગ્રંથ સમાપ્ત કરેછે.

**निखिलभुवनतत्त्वोद्भासनैकप्रदीपं–**
**निरुपममधिरूढं निर्भरानंदकन्दम् ।**
**परममुनिमनीषोद्भेदपर्यंतभूतं–**
**परिकलय विशुद्धं स्वात्मनात्मानमेव ॥ १०२ ॥**

અર્થ—આ આત્મતત્વ કેવું છે કે આખા વિશ્વનાં તત્વો-

ને તો જાણે ભાસનરૂપ કરી દેતું હોયની? એવા પ્રદીપના સરખું છે, એ આત્મતત્વને જગતની કોઇ વસ્તુની ઉપમા અપાય નહિ તેવું હોવાથી નિરૂપમ છે. પરમાત્મરૂપ પરિપૂર્ણ ભરેલા આનંદના સમુદ્રસરખું પરમમુનિની બુદ્ધિને પ્રકાશ આપનાર અને દ્રવ્યભાવ કર્મથી રહિત એવું વિશુદ્ધ છે, તેને તું તારા આત્માવડેજ ઓળખ. ૧૦૨.

એજ ધર્મધ્યાન અને શુકલધ્યાનનું ધ્યેય છે એમ કહેછે.

इति साधारणं ध्येयं ध्यानयोर्धर्मशुक्लयोः ।
विशुद्धिः स्वीयभेदेन भेदः सूत्रे निरूपितः ॥१०३॥

અર્થ—આ આત્મતત્વ ધર્મધ્યાન તેમજ શુકલધ્યાનનું સમાન ધ્યેય[1] છે પરંતુ તેની વિશુદ્ધિ જેવા જેવા ધ્યાનમાં હોય તેવી તેવી હોય છે, એ વિશુદ્ધિનો સંપૂર્ણ ભેદ સુત્રોની અંદર કહ્યો છે.

इत्याचार्यश्रीशुभचंद्रविरचिते योगप्रदीपाधिकारे
शुद्धोपयोगविचारप्रकरणं समाप्तम्
॥ शुभं भूयादध्येतुरध्यापकस्य च ॥

---

૧ જે તત્વનું ધ્યાન કરવું તે ધ્યેય, અહીં શુદ્ધ ચૈતન્યમય આત્મા એજ ધ્યેય છે.

## The Truth Face to Face.

In me there shines the Soul of whole,
Encent'ring and encircling all.
'Twixt God and man there is no wall,
Effect and cause in me e'er roll.

---

## પરમાત્માનુભવ.

મને કોઈ કે'તું જગત ખોટું,
તેતો મેં હવે જાણ્યું;
મને કોઈ કે'તું જગત સાચું,
તે પણ મેં હવે જાણ્યું.
કદી ખોટું તો મારે શું ?
કદી સાચું તો મારે શું ?
નથી થાતું નથી જાતું,
હુંમાં હું સમાયો છું.
અખંડ આ સ્થિર જોતિમાં,
નથી થાતું નથી જાતું.

પદ્મખિણની હૃદય-ગુફામાં યોગાનુભવ. } Lily Dale N. Y. U. S. A. January 21st 1900.

---

જ્ઞાનાર્ણવરૂપ ક્ષીરસમુદ્રમાંથી નીકળતું નવનીત.

अहोऽनंतवीर्योऽय, मात्मा विश्वप्रकाशकः ॥
त्रैलोक्यं चालयत्येव, ध्यानशक्तिप्रभावतः ॥

અર્થ—અહો અનંત વીર્યવાળો, અને સકળ વિશ્વનો પ્રકાશક એવો આ આત્મા પોતાની ધ્યાનશક્તિના બળથી ત્રણે લોકને ચલાવે છેજ.

श्रीमद् शुभचंद्र ज्ञानार्णव.



## નવીન પ્રસિદ્ધિ

# અધ્યાત્મમાળા.

**સવીર્ય ધ્યાન:**—ભાષાંતરકાર વી. રા. ગાંધી
વિવેચક, લાલન. ... ... ... છપાય છે.
**શુદ્ધોપયોગ:**—તૃતીયાવૃત્તિ, કિમ્મત દોષવાન ઉપર
એકવાર પણ કરૂણા ... ... ... ,,
**આનંદઘન બહોતરી:**—વિસ્તારપૂર્વક વિવેચનસહિત. હવે પછી.
સ્વાનુભવદર્પણ:—ભાષાંતરકાર મા. ધે. વિવેચક લાલન. તૈયાર થાયછે.
અનુભવસિદ્ધિ ... ... ... ... ,,
સંક્ષેપ ધ્યાન ... ... ... તૈયાર થાયછે.
પૂર્વજન્મ સ્મૃતિવિચાર... ... ... ... થાય છે.
નયકર્ણિકા ... ... ... ... ... ,,
આશ્ચર્યમાળા ... ... ... ... ,,
રત્નમાળા ... ... ... ... ... ,,
લાલન કાવ્ય ... ... ... ... ,,
શીવ કાવ્ય ... ... ... ... ... ,,
**સદ્વક્તા.**(સભામાં ઉભા રહી છટાદાર ભાષણ કરવાની રીત) ૧ ૦ ૦
**શ્રમણ નારદ** ... ... ... ... ૦ ૨ ૦
આંતર વૈદ્ય ... ... ... ... ... ૦ ૧ ૦
વિચારબળથી કાર્યસિદ્ધિ ... ... ... ૦ ૨ ૦
વિચારસમાગમ ... ... ... ... ૦ ૨ ૦

# अर्पण पत्रिका.

स्वधर्मनिष्ट वीरचंदभाइ गोवरदास.

मु. डोळीया.

आप जैनधर्मनी उन्नतिनो अरुण प्रकाशमान थयेलो जोवाने उत्साह धरावोछो, आपनी निर्मळ मनोवृत्ति, धर्मना उद्योतकारी काममां हमेशां संलग्न थएली छे; वळी जैनधर्म सबंधी अपूर्व पुस्तको छपाइ बहार पाडवानी अति उत्कंठा राखोछो. एवा आपना उज्वल गुणोथी आकर्षाइ आ लघु पुस्तक, हुं अति प्रेमपूर्वक आपनेज अर्पण करी आनंद पामुंछुं.

ली. आपनो सुभेच्छक.

त्रीभोवनदास रुगनाथदास शाह.

# प्रस्तावना.

प्रीय जैनबंधुओ ! आ लघु पुस्तकने जेम बने तेम धी-
रजथी शांतपणे वांची, दीर्घदृष्टीथी विचार करजो के अहो !
उत्सुत्र प्ररूपकनां केवा हवाल थया. तेमज उंडा अवसर प-
र्णीनां केवी खराब असर थायछे के, सारा विद्वान माणसो-
ना काळजा फेरवी उनमार्गे दोरी जायछे. आ कमलप्रभा
आचार्यनो दाखलो भव्यजीवोए पोताना अंतःकरणमां स-
मज राखवी, जीनेश्वरनो मार्ग प्ररूपतां कोइपण कारणथी त्र-
ण बोल के जे, आ पुस्तकमां दरशाव्या छे तेनी बीजी री-
ते प्ररूपणा थवी न जोइए. आ असार संसार समुद्रने विषे
सतत पर्यटन करनारा प्राणीओने, जन्ममरणादिक अत्युग्र
दुःखोमांथी मुक्त करे एवो तो मात्र एक धर्मज छे. एवो जे
धर्म तेनुं मूळ तो सर्वांशयुक्त दयाज छे. कहेलुं छे के " अ-
हिंसा परमो धर्मः " दयावडे ज धर्मनी प्राप्ति थाय छे, अने
परिपूर्ण धर्म प्राप्त थया पछी जीव मोक्षगामी थायछे; माटे
दया सर्वोत्कृष्ट पदार्थ छे. आ पुस्तकनुं भाषांतर भावार्थरूपे
आ हरजी शास्त्री. नागेश्वर जेष्ठारामे करेलुं छे. तोपण
तेमां मतिदोष कोइ जणाय, दृष्टिदोष के छापदोषथी कांइ
भूल थइ होय तो सुधारीने वांचवा कृपा करशो तथास्तु !

त्री. रु. शाह.

ॐ असिआउसाय नमः

# श्री कमलप्रभा

चोविसमा तिर्थंकर स्मण भगवंत श्री महावीरस्वामीना शिष्य, चार ज्ञान तथा चौद पूर्वना जाण एवा गणधर गौतममुनी एक दिवस ध्यानमां बेठेला हता; तेवामां संकल्प (विचार) उठयो केः-प्रभुना वचन अथवा तेमना सिद्धान्त ( सूत्र ) ने जे कोइ अन्यथा-विपरीत प्ररुपे, तो ते जीव शुं फल पामे ? आवो संकल्प थवाथी तुरत उठीने ज्यां भगवंत महावीरस्वामी बीराजमान हता; त्यां गौतमस्वामी आवी त्रण प्रदक्षिणा दइ वंदना नमस्कार करीने नम्रतापूर्वक नीचे प्रमाणे पुछता हवा.

मूलः-से भयवं जेणं केई आयरिए, वा, मयहर एवा; असई कहंचि कयांई, तहाविहं;

सविद्दाणगं माऽऽसद्य इणमो निग्गंथ्र पावयणं मऽन्नहा पन्नवेद्मा सेणं किं पावेद्मा, गोयमा ! जं सावद्माऽऽयरिएणं पावियं ?

अर्थः–से०ते भ०भगवंत जे०जे के०कोइ आ०आचार्यादिक वा०अथवा म०उपाध्यादिक अ०असई अजाणपणई क०कोणे षेत्रे क०केणे कालई त०तथाविध कर्मूक स० आलंबन आ०लेइने अंगिकार करिने इ०ए प्रत्यक्ष नि०निर्ग्रंथ पा०प्रवचन सिद्धांत अ०ते अन्यथा विपरित प०परूपे से०तेजीव किं०किंस्सुफल पा०पांमे भगवंत कहे गो०हे गौतम ! जं०जे सा०सावद्य आ०आचार्य पा०फल पाम्यो.

भावार्थः—जे आचार्यादिक, अथवा उपाध्यायादिक, अजाणपणे कोइ पण काले कोइ पण खेत्रमा, तथा प्रकारे आलंवन लइने ( अंगिकार करीने ) प्रत्यक्ष निर्ग्रंथ प्रवचन सिद्धान्त, अन्यथा प्ररुपे, ते जीव शु फल पामे ? भगवंत कहे छे–हे गौतम ! सावद्य आचार्य फल पाम्यो–[ तेवुं ते पामे. ]

मूलः–कयरेणं से सावद्माऽऽयरिए किं वा तेणं पावयंति गोयमाणं ! इनय नसन्नादि

**तिथंकर चउवीसि गाए अणंतेणं कालेणं जा अतिता अन्ना चउवीसि गातिए; जारिसो, अहयं तारिसो चेव, सत्त, रयणी पमाणेणं जगऽछेरय भूउ; देविंद वंद वंदिउ पवर वर धम्मसिरी नाम चरम धम्म तिछंकरो अहेसिं.**

अर्थः—हवे गौतम श्री महावीरस्वामीने पूछेछे क०कोण से०ते सा०सावद्य आ०आचार्य किं०किस्यूं फल ते०तेणे पा०पाम्यूं ? हवे श्री महावीर गौतमादिकने कहेछे गो०अहो गौतमादिक श्रमणो ! इ० इहांथकि उ०रुषभादिक ति०तिर्थंकर च०चोवीसी थकी पूठे पहिलां अ०अनंतइ का०कालइं जा०जे अ०अतितकाल होइं अ०अनेरि अनंतमी च०चउवीसी तेणे चोविसीए जा० जेहवो अ० हूंछउ ता० तेहवो चे०निश्चे स० सात र० हाथ प० प्रमाणदेह ज० जगत्रने विषे अ० आश्चर्यभूत दे० देवतानो इं०इंद्र ते इंद्र केहवो जे देवतानो वं० वंदनीक अथवा ते इंद्रना वृंद ते समोह वं० तेणे वांद्या प० प्रधान व० उत्तम ध० धर्मसिरी ना० नामे च० छेहेलो चोवीसमो ध० धर्मनो ति० तिर्थनो क० करणहार एटले तिर्थंकर अ० हतो ॥

भावार्थः—गौतमे पूछ्युं-सावद्य आचार्य कोण ? अने ते शुं फल पाम्यो ? महावीर स्वामीए कह्युं-हे गौतमादिक श्रमणो ! ऋषभादिक तीर्थंकरनी चोविशी पेहेलां जे अनंतो काल अतित थयो, ते अनंती चोविशीमां ते थयो. ते सात हाथना देहवाळो, त्रण जगतने आश्चर्यरूप, मारा जेवोज हतो. इन्द्रना समूहे वांदेला ते समयना चोविसमा तीर्थंकर धर्मसीरी नामे तीर्थनो करवावाळो ते तीर्थंकर हतो.

मूलः—तस्सय तित्थे सत्त; अच्छेरग पभुए; अहन्नया परिनिवुमस्सणं, तित्थंकरस्स, कालक्कमेणं, असंजयाणं सकार । कारवण णामऽच्छेरगे विहित्त मारुढ, तहणं लोगाणु वत्तीए मिच्छतो वहयं असंजय पूयाऽ णुरयं बहु जण समुहंति वियाणि ऊणं.

अर्थः—त० ते तिर्थंकरने ति० वारे अथवा तिर्थने विषे स० सात अ० अछेरां प० हुआ अ० एकदा प्रस्तावे तिर्थंकर प० ते धर्मसिरीनामा तिर्थंकर परिनि० मुगति पोहता पछी का० अनूक्रमे केटले कालई असं० असंजतिने पूजा स० सत्कार का० आदरमान णा० एहवे नामे अ० अच्छेरूं

वि० तेहनि विधि म० मंडाणुं त० तिहां लो० लोकभावे मि०मिथ्यात्वे करिने उव०हणायालोक अ०असंजतिनी पू० पूजाने विषे अ० रातायका ब० घणा ज० जनलोक स० मिथ्यात्व मोहने विषे मोह्या वि० जाणी नइं ॥

भावार्थः—ते तीर्थंकरने वारे अथवा ते तीर्थने विषे सात अछेरां हुआं, एकदा प्रस्तावे ते धर्म सीरी नामे तीर्थंकर परम मुक्तिए पहोच्या पछी; अनुक्रमे केटलेक काले, असंजतिनी पूजा; सत्कार आदर एवे नामे अछेरुं तेणी विधि मडाणुं. तेमां लोक भावे मिथ्यात्वे करीने हणाएला लोक, असंजतिनी पूजाने विषे आसक्त थया छतां घणा जन ए मिथ्यात्व मोहने विषे लपटाया.

मूलः—तेणं कालेणं, तेणं समएणं, अमुणिय समय, सन्नावेहिं ति गारव मइरा मोहिएहिं । णाम मत्ते आयरिय मयहरेहिं, सद्धाइणं सयासाउ, दविणं जायं पमि गाहियं २ ॥

अर्थः—ते० तेणे काले ते० ते समयने विषे अ० अमूनी-असंजतीने स० समय स० स्वभाव ते वली केहवा छे ति०

त्रिन गा० गारव रूप जे म० मदिरा तेणे करी। मो० मोहा छाक्याथका णा० नाममात्र आ० आचार्यादिक म० उपाध्यादिक एहवाथका स० श्रावकनी स०समीपथकी द०द्रव्य जा० जाचि प०लेइलेइने ॥

भावार्थः—असंजतिना समयमां, त्रिगर्वरूप मोह मदीराए, छाकेला स्वभाववाळा मात्र नामनाज, आचार्य, उपाध्यायादिक श्रावकनी, पासेथी द्रव्यनी याच्ना करी करीने.

मूलः—थंभ सहस्सुसिए सकंसकि ममतिए चेइयाऽऽलगे कारविऊणं तंचेव डुरंत पंतलक्खणाइ माहमेहिं आसाईए तंचेव चेइयाऽऽलगे माऽऽसीयं गोविऊणंच बलवीरिय पुरिसक्कार परक्कमं संते बले संतेवीरिए संते पुरिसक्कार परक्कमे चइऊणं उग्ग निग्गह अणिय यविहारं णियावास माऽऽसइत्ताणं सिढिल होऊणंऽसंजमाइ सु ठिए पच्छा परिब्भट्ठाणं ॥

अर्थः—थं० थंभाने स० सहश्रगमेकारि उ० सहित उंचा

स० पोतापोतानां म० इम ममता सहित चे० चैत्यनां आ० स्थानक देहरां शिखरबंध का० करावी नइं त० तिमज दु० भूंडा ल० लक्षणना धणी मा० माहोमांहे पोतपोतानां थानकनी आ० वांछाइं करी तं० तिमज चे० चैत्यनां आ० स्थानक देहराने आ० अंगीकार करी नइं गो० गोपव्यूंछे च० वली ब० बल वी० विरज पु० पुरुषाकार प० पराक्रम सं० छतू ब० बल सं० छतू वी० वीर्य सं० छतू पु० पुरुषाकार प० पराक्रम ते गोपवी नइं छ० छांडिने उ० उग्रह जाचवुं जाची लेवूं ते छांडयूं छे जेणे अ० अनित्य विहारिपणूं छांडयूं णि० नित्यवासी छे एतावता गछवासीपणूं आ० अंगीकार करिने सि० सिथिल हो० थइने अ० असंजमादिकने विषे ठि० रह्या छे प० पछइं प० प्रकर्ष । वी० छांडिउ ।

भावार्थः—हजारो स्थंभवाळां शीखर बंध देहरां बांधी तेमां ममता सहित परस्पर पोतानां स्थानकनी वांछा करी भुंडा लक्षणना धणी चैत्य-स्थानकनी वांछा करी चैत्य, स्थानक देहरांने अंगीकार करी बल, पराक्रम—पुरुषाकारने तेणे गोपव्युं छे एवा उग्रह जाचवुं छांडीने तथा अनित्य-विहारीपणुं छांडीने गच्छ वासीपणुं अंगीकार करीने शीथील थइ असंजमादिकने विषे रह्या छे.

मूलः—इहलोग परलोगावायं अंगीकाऊणय

सु दीह संसारं ते सूचेव मढ देउलेसू अच्चत्थं ग-
हिरे मुछिरेहं ममीकारा ऽहंकारेहिणं अभिभ्भुए
ससयमेव विचित्त मल्ल दामाहिणं देवऽच्चेणं का-
ऊमऽभ्भुजुए जंपुण समय सार परं इमं सवनु
वयणं तं दुरेयरेणं उझयंति तंजहा॥

अर्थः—इ० इहलोक प० परलोकनो वा० वादछांडिने अं० वली अंगीकार कीधो सु० अति दी० दीर्घ सं० संसार ते० तेहज म० मठ देवलने विषे अ० अत्यंत ग० गृद्धपणे मू० मूर्छितपणे म० माहरा माहरा ममता अ० अंहकार तेणे करि अ० व्याप्या थका स० पोते स० पोते वि० बिचित्र प्रकारइं म० फूलनी दा० मालादिके करिने दे० देव प्रति-मानि अ० पूजा अरचा का० करवाने विषे अ० तत्पर हु-वा जे० जे पु० वली स० सिद्धांतनु सा० सार प० प्रथम इ० ए स० सर्वज्ञ तिर्थंकरनूं जे व० वचन तं० ते दु० वेगलूं उ० छांडि मूक्यूं॥ ते सर्वज्ञ तिर्थंकरनुं जे वचन छे ते कहे छइं तं० ते ज० जिम छे तिम कहे छे॥

भावार्थः—मठ-देवळने विषे अत्यंत गृद्धपणे-मूर्छितपणे

मारुं, मारुं; ए प्रकारनी ममताथी अहंकारवडे व्याप्त थएला, आ लोक परलोकनो वाद छांडीने अति दीर्घतम संसार अंगीकार करे छे. विच्छिन्न प्रकारनी फुलनी मालादिके करीने देवनी प्रतिमानी पूजा अर्चा करवामां तत्पर थया छे. सिद्धान्तसाररुप सर्वज्ञ एवा प्रथम तीर्थंकरनुं वचन कोराणे मूकी (स्वेच्छाथी वर्ते छे.) ते सर्वज्ञ तीर्थंकरनुं वचन जेम छे तेम अत्रे बतावे छे:—

मूलः—सव्वे जीवा सव्वे पाणा सव्वे भूया सव्वेसत्ता णअ आवेयव्वा णपरियावेयव्वा णपरिघेतव्वा णविराहेयव्वा णकिलामेयव्वा णउद्दवेयव्वा जे केई सुहुमा जे केई बायरा जे केइ तसा जे केई थावरा जे केइ पज्जत्ता जे केई अपज्जत्ता जे केइ एगिंदिया जे केइ बे इंदिया जे केइ ते इंदिया जे केइ चउरिंदिया जे केइ पंचिंदिया ॥

अर्थः—स० सर्व जी० जीव स० सर्व पा० प्राणि बेइंद्रियादिक स०सर्व भू० भूत स०सर्व स०सत्वने ण० एहने उद्वेग पाडे नहि मन वचन कायाइं करि ण० परितापना उपजावे नहि ण० ग्रहिवानहि हाथमांही हणवा

निमीत्ते घसवा नही धरतीइं ण० विराधवानहि ण० किलामना उपजावे नहि ण० उद्वेग उपद्रव उपजावे नहि जे० जे के० कोइ सू० सूक्ष्मजीव जे० जे कोइ वा० वादर जे० जे कोइ त० त्रसजीव जे० जे कोइ था०थावरजीव जे० जे कोइ प० पर्याप्ता जे० जे कोइ अ० अपर्याप्ता जे०जे कोई ए० एकेंद्रि जे० जे कोइ वे० बेंद्रि जे० जे कोइ ते०तेंद्रि जे० जे कोइ च० चउरिंद्रि जे० जे कोइ पं०पंचिंद्रियादिक.

भावार्थः—सर्व प्राणी, सर्व भूत, सर्व सत्वने मन, वचन तथा कायावडे करीने उद्वेग पमाडे नहि; परिताप उपजावे नहि; हणवा निमित्ते हाथमां गृहण करे नहि; विराधे नहि; कीलामना उपजावे नहि; उद्वेग के उपद्रव उपजावे नहि; सूक्ष्म, वादर, त्रस जीव जे कोइ स्थावर जीव, पर्याप्ता, अपर्याप्ता, एकन्द्रि, बेइन्द्रि, तेन्द्रि, चौरेन्द्रि पंचेन्द्रियादिक—

मूलः—तिविहं तिविहेणं मणेणं वायाए कायेणं जं पुण गोयमा मेहुणं त एगंतेणं २ णिछय नवाढलक्षा २ आह तेन स माऽऽरंन्न सवहो सव्व पइरेहिणं सयय विवज्जेज्जा मुणीति एस धम्मे धुवे सासए णितिए समिच्च लोगं खेयन्नेहिं पवेइयंति ॥ ७ ॥

अर्थः—॥ ए सर्व जीवनइं स्यूं करवुं ते कहे छे ॥ ति० त्रिविधे ति०त्रिविधे न हणवा म० मने करी वा०वचने करि का०कायाइं करी जं०जे पु०वली गो०हे गौतम म०मैथुन त०ते ए०एकांतइं णि०निश्चय स्यूं उ०अतिहे छांडवो आ०पाणीनो ते०अग्नीनो स०सम्यक प्रकारे आ०आरंभ स० ते सर्वथा स०ते सर्वथा प्रकारइं स०पोते सदाइं वि०विशेषे व०वर्जइं मु०ते साधु ए०ए ध०धर्म ते धु०निश्चल सा०सास्वतो णि०सदाएछइं स०जाणीने लो०लोकनुं स्वरुप खे०षेदज्ञ सर्व जीवनां दुषनां जाण ते तिर्थंकर प०कहिउं ॥

भावार्थः—सर्व जीवने शुं करवुं ते कहे छेः—काया, वाणी तथा मन ए त्रणेथी कोइ प्रकारे पीडवुं. नहि. वली हे गौतम ? मैथुन, एकान्त सर्व प्रकारे वर्जवां. काचुं पाणी, अग्नि, ए सर्वथा प्रकारे सतत वर्जवां. सास्वतो धर्म सदाए छे; एम जाणीने लोकनुं स्वरुप देखे ते साधु. सर्व जीवनां दुःखना जाण ते तीर्थंकरे कहुं.

मूलः—से भयवं जेण केइ साहु वा साहुणीत्रा निग्गंथे अणगारे दव्वथयं कुञ्जा सेणं किं

माऽऽलवेद्मा गोयमा जेणं केइ साहुवा साहुणी वा निग्गंथे अणगारे दव्वत्थयं कुज्जा सेणं अजयएइ वा असंजएइ वा ॥

अर्थः-॥हवे गौतम स्वामी श्री महावीरने पूछे छइं ॥ से०ते भ०हे भगवन् जे०जे कोइ सा०साधु वा०अथवा सा० साधवी वा०अथवा नि०निग्रंथ अ०अणगार महाव्रति द०द्र- व्य पूजानां जल फूल धुपादिके करी क०करणहार तथा परुपक से०तेहनइं कीं०किस्यूं आ०कहिए गो०हे गौतम जे०जे कोइ सा०साधु वा०अथवा सा०साधवी वा०अथवा नि०निग्रंथ अ०अणगार द०द्रव्य पूंजाना जल फूलादिक क०करणहार तथा परुपक से०तेहने अ०अजतनावंत पांच महाव्रतना पालक कहिए नही वा०अथवा अ०असंजती कही ए वा०अथवा

भावार्थ—गौतम स्वामी श्री महावीरने पूछे छे-हे भग वन्, जे कोइ साधु अथवा साधवी किंवा निग्रंथ-अणगार महाव्रती द्रव्य, पूजानां जल, फुल, धुपादिकवडे करणहार तथा प्ररुपक; तेने केवो कहीए ? महावीर स्वामी कहे छेः-हे गौतम; जे साधु साधवी अथवा निग्रंथ-अणगार द्रव्य पूजा

नां जल, फुलादिक करण हार तथा प्ररुपक छे, तेने अजतना वंत पांच महा व्रतनां पालक कहेवाय नहि. तेमने असंजती अथवा०

मूलः—देव भोए इवा देवऽच्चंगेइ वा जावणं उम्मग्ग पएइ वा दुरुझिय सीलेइवा कुसीले वा सछंदयारिएइ वा आलवेज्जा ॥ ८ ॥

अर्थः—दे०देवना भो०भोजक कहीए वा० अथवा दे०देवनां अ०पूजारा कहिए वा० जा०यावत् संक्षेपे उ०उनमार्गई प० पड्या कहिए वा० वली केहवा छे दु०वेगलुं मुक्युं छांड्यू सी०सीलादिक आचार छांडिने कु०कुसीलिया कहीए वा० स०पोताने छांदे प्रवर्ते तिर्थंकरनी आज्ञा बाहिर आ०तेहने इम कहिए ॥

भावार्थः—देवना भोजक कहीए. कांतो देवना पूजारा कहो. यावत् संक्षेप तेओ अवळे मार्गे गएला कहेवाय; अथवा तो शीलादिक आचार छांडवाथी कुत्सित आचरणवाला कहीए. तीर्थंकरनी आज्ञा छांडीने स्वेच्छाथी वर्ते तेमने तेम कहेवुं ठीक छे.

मूलः--एवं गोयमा! तेसिं अणायार पवि-

त्ताणं वहुणं आयरिय मयहरादीणं एगे मरगय ठवी कुवलयप्पहाहिहाणे णाम अणगारे महा तवस्सी अहेसी तस्सणं महामहंते जीवाइ पयंठसु तं तत्त परिन्नाणे सू महंतंच संसार सागेर तासू (१) जोणीसू संसरण न्नयं सव्वहा सव्व पयारेहिणं अचंतं आसायणा न्नीरुत्तणं त कालं तारिसेवी असमंजसे अणायारे वहु साहम्मिय पवत्तिए ॥

अर्थः—ए०एम गो०हे गौतम ते० ते अ०अनाचारनेविषे प०प्रवर्तताथका व०घणाएहवा आ०आचार्यादिक म०उपाध्यायादिक एतलामांहि ए०एक म०रत्नना सरीपी छ०कांति कु०कमलप्रभानामा आचार्य णा०एहवे नामइं अ०अणगार साधु पण केहवाछइं म०महातपस्वी अ०हुतो त०तेहनी म०महामहंतनी जी०जीवादिक प०पदार्थनेविषे तं०ते त०तत्वता निश्चयभली प०परिज्ञाछे जेहनी वली केहवोछे सू०आत म०मोटा सं०संसार सा०समुद्र ता०तिहां तिहां जो०योनि एकेंद्रियादिकने विषे सं०भमवुं भ०तेहने भय करीने स०सवथकी

स०सर्वप्रकारे अ०अत्यंत आ०भगवंतनी सीधांतनी असातनानो भी०बीहकण त०ते का०कालने विषे ता०तेहवा अ० अणविमास्यानां बोलणहार अ०अणाचारि ब०घणा सा०मली प०प्रवर्ते छइं ॥

भावार्थः—हे गौतम; ए प्रकारे अनाचारने विषे घणा एवा आचार्य तथा उपाध्यायादिक प्रवर्ते छे एमां एक रत्न सरीखी कान्तिवाळा कमलप्रभा नामना आचार्य अणगार साधु महा तपस्वी हता. जीवादिक पदार्थने विषे तेमनी बुद्धि विचिक्षण दयावाळी हती. वळी आ गहन संसार समुद्रमां एकन्द्रियादिक योनिओमां भमवुं; तेना भयथी सर्वथा प्रकारे भयभित थएला भगवंतना सिद्धान्तनी असातनानो अत्यंत भय राखता हता. ते टाणे अण विमाश्याना बोलणहार. अनाचारी घणा मळी प्रवर्तता हता.

मूल--तहावि सो तित्थयराणमाणं णाऽइक्कमेइ अहनया सो अहणि गूहिय बल वीरिय पुरिसक्कार परक्कमो सू सीसगण परियरिउ सव्वन्नूपणीयागम सूत्त ऽत्थो न्नया ऽणूसारेणं ववगय राग दोस मोह मिछत्त ममीकारा ऽहंकारो

सव्वन्न अपडिबधो किं बहुणा सव्व गुण गणाहि ठिय सरीरो ॥

अर्थः—त०तोहे पणि सो०ते कमलप्रभा आचार्य ति० सर्वज्ञ तीर्थकरना वचनमां नतो थको तिर्थकर भगवंतनी आज्ञा णा०अतिक्रमे नहि उलंघे नही अ० एकदा प्रस्तावनेविषे सो०ते कमलप्रभाआचार्य अ०अणगोपव्यूं एतले गोपव्युं नथी ब०बल वी०वीर्य पु०पुरुषाकार प०प्राक्रम सू०भला सी० सीष्यने ग०घणे परिवारे प० परवर्यो स०सर्वज्ञतिर्थकरनां प०परुप्या आ०आगम सू०सुत्र अनइं अ०अर्थ उ०एबेहुने अ० अनुसारे प्रवर्ते छे वली केहवाछइं एटला बोल रहितछे ते कहेछइं व०रहित रा०राग दो०द्वेप मो०मोह मि०मिथ्यात म० माहरु(२)ते ममता अ०अहंकारादिक स०सर्वथा प्रकारे अ०प्र-तिबंधरहित कीं०किस्यू ब०घणुं वखाणुं स०सर्वभलाजे गु०गु ण ग० तेहना जे समोह सरी०तेहना शरीरने विषे ठि० रह्या छे ॥

भावार्थः—तेम छतां कमलप्रभाआचार्य सर्वज्ञ तीर्थंकरनुं नताथका तेमनी आज्ञाने उलंघता न हता. एक कमलप्रभाआचार्य नथी गोपव्युं बल, वीर्य, अने परा-

क्रम ते जेणे पणा शिष्यगण परिवारे साहित विहार करवा लाग्या. सर्वज्ञ तीर्थंकरना प्ररुपेला आगम, सूत्र अने अर्थ ए बेउने अनुसारे प्रवर्तें छे. राग, द्वेष, मोह, ममता, तथा अहं- कारादिक प्रतिबंध थकी सर्वथा प्रकारे रहित हता. घणुं शुं वखाणुं; सर्व सद्गुणना ते भंडार हता.

मूलः—अणेग गामा ऽऽगर नगर पुर खेम्ड कवम्ड मंम्डव दोणमुहाइ संनिवेस विसेसेसू अणे- गेसू भवसंत्ताणं संसार चार विमोख्क ख्काणिं स धम्म कहं परिकहिंतो विहरिंसू एवंच वच्चंति दि- यहा अन्नयाणं सो महाणूभागो ॥

अर्थः—वली केहवा छे अ० घणा अनेक गा० गाम आ० आगर न० नगर पु० पुरपाटण खे० षेडा क० कर्वट मं० मंडप दो० द्रोणमूख बंदर स० सनिवेस एटलाने विषे वि० विसेषे करी अ० अनेक भ० भव्यजीवने सं०संसाररुप चा० बंधीषाणथकी वि० मूकाने स० ते कमलप्रभा आचार्य ध० धर्मकथा प० प्रकर्षे क० केहतो थको वि० विचरे छ- ई ए० एणी परइं व० इम अतिक्रमइं छे दि० दिवसरात्रि

हवे एहवा अवसरने विषे ते अ० एकदा प्रस्तावइं सो० ते कमलप्रभा म० महानुभाव ॥

भावार्थः—अनेक गाम, आगर, नगर, पुरपाटण, खेडां; खर्बट, मंडप, द्रोणमुख, बंदर तथा संनिवेष एटलाने विषे विहार करता सता अनेक भव्यजीवोने संसाररुप बंधीखानाथी मूकावता, प्रकर्षपणे धर्मकथा कहेता विचरे छे. एम करतां केटलाक दिवस वित्या पछी एक दिवस ते महानुभाव

मूलः—विहरमाणो आगउ गोयमा! तेसिं णियविहारिणमाऽऽवासगे तेसिं च महा तवस्सी काऊण समाणिउ किइकम्मण पयाणाऽऽइणा सूविणएणं एवंच सूह निसन्नो चिठ्ठित्ताणं धम्म कहाइणा विणोएणं पुणो गंतु पयत्तो ताहे भ-णिउ सो ते महाणूभागो गोयमा! ॥

अर्थः—वि० विचरतो थको आ० आव्यो गो० हे गौतम ते० ते एकठा मली रहणहार णि० नित्य विहारिनां आ० स्थानकने विषे ते० ते वेषधारीए म० महा तपस्वी जाणीने का० करवा लाग्या स० सतकार्यो सनमान्यो कि०

वंदना किधी प० प्रदक्षणा आ० आदि देइने सू० विनय-सहित ए० इम एणीपरे सू० सूखकारी नि० आसनने विषे चि० बेसीनइं ध० धर्म कथा कही पछी ते आचार्य वि०विनोदसूं पु० वली तिहांथी गं०उठवाने काजे प०प्रवर्त्यो ता० तिवार पछी ते वेषधारी भ० बोल्या सो० ते कमलप्रभा आचार्य म० महानूंभाग प्रते गो० हे गौतम ॥

भावार्थः—विचरता थका एकठा मळी रहेनार नीत्य विहारी वेषधारीना स्थानकने विषे आव्या. हे गौतम; कमलप्रभने तपस्वी जाणी तेओ तेमनो सत्कार, आदरमान सारी रीते करवा लाग्या. वंदना कीधी प्रदिक्षणा आदि दइने विनयसहित सुखकारी आसने पधराव्या. आचार्यें तेओने धर्मकथा कही संभळावी. पछी विनोदसहित कमलप्रभ त्यांथी उठवाने तत्पर थया. हे गौतम! ते महानुंभावने जता जोइने वेषधारीओ आचार्यने कहेवा लाग्याः—

मूलः-तेहिं दुरंत पंत लक्खणेहिं लिंगो नवजीविहिणं नणायाऽऽरु नमग्ग पत्तग्गाऽन्निगाहियं मिच्छ दिट्ठिहिं जहाणं नयवं जइ तुम मि इइ एक्क वासा रत्तियं चाउमासियं पन्नवियं तोणं मेहं एत्तिगे चेइयाऽऽलगे नवंति नुणं तुज्झाऽण-

त्तीए तं । कीरउ मऽणुगाह मम्हाणं इहेव चा उमासियं ताहे भणियं तेणं महाणुभागेण गोयमा ! ॥

अर्थः—ते०तेवेषधारी दु०दुष्टभूंडा ल०लक्षणनां धणी लि०लिंगे करि वेषे करी उव०उप जीवीते आ जीविका करे छे पण केहवा छइं भ० भृष्ट थयाछे आ०आचार संजम थकी उ०उन्मार्गइं प०पड्या थका अ०कदाग्रहे करि सहीत मि०मिथ्यात दृष्टी वेष धारी कमलप्रभा आचार्य मते कहे छे ज०जोतुम्हारी इछा होयतो भ०हे भगवन ज०जद्यपितु० तुम्हो इ०इहां ए०एक वा०वर्षा र०रुतुनुं चा०चोमासुं प० थापो रहो तो० तो ए० इहां ए० केटलाएक चे० चैत्यनां स्थानक ते देहरां भ०होइं नु०निश्चे तु०तुम्हारि अ०समीपे तं०तिमज की०करुछु अ०अनुग्रह वीनती म०अम्हारि प्रमाण करि नइं इ०इहां चा०चोमासु रहो । ता०तिवार पछी भ०बोल्या तं०ते म०महानुभाव कमलप्रभा आचार्य बोल्या गो०हे गौतम ॥

भावार्थः—ते वेषधारीओ दुष्ट लक्षणवाळा, लिंगे करी, आ जीविका करनारा, भ्रष्ट थयेला हुता. आचर तथा संज-

मथी उन्मार्गे पडेला, कदाग्रही, ते मिथ्यात दृष्टिवाळा वेष धारीओ आचार्य प्रत्ये बोल्या–हे भगवन्! जो आपनी इच्छा होय तो तमे अहींयां एक वर्षा ऋतुनुं चोमासुं थापो तो के टलांक चैत्य स्थानक–देहेरां अहींयां बने अमारापर कृपा करी आ विनति ने मान्य राखी आप चोमासु रहो. हे गौतम; ते वेष धारीओनुं वचन सांभळीने महानुभाव कमल प्रभाचार्य बोल्याः—

मूलः—जहा भोभो पियवए जइवि जिणालए तहावि सावद्य मिणं णाऽहं वाया मित्ते णायं मेयं आयरिज्ञा एवंच समय सारपरं तत्र जहाठियं अविवरीय णिसकंन्न माणेणं तेसिं मिच्छ दिठि लिगिणं साहु वेस धारिणं मज्झे गोयमा! आसकलियं तित्थयर नाम कम्म गोयं !!!

अर्थः–ज०जिम भो०आमंत्रण कारीउ अहोअहो पि०प्रिय बोल्या ज०जद्यपिजे टला जि०देहरां त०तथा विधते टला सा०आरंभना स्थानक जाणवा ण०नकहुं अ०हुं वा० वचन मि०मात्र ए०ए सावद्यकारि णआ०आचरुं नही ए० इमएणी परइं स०सिद्धांतनुं सा०सारपदार्थ त०तिहां ज०यथास्थित जिम छे तिमज अ०अविपरितपणे जिम भगवंते

भाणुंतिम णि०तिम संका रहित भणता थका कहिता थका ते०ते मि० मिथ्या द्राष्टि लि० लिंगी सा० साधुनां वे० वेषनां ध० धरण हारने म० मांहे कहिता थकां गो० हे गौतम आ० उपराज्युं ति० त्रिर्थंकर ना० नाम क० कर्म गो०गोत्र ॥

भावार्थः—हे प्रियवर्य निमंत्रणकारो ? जेटलां देहेरां छे, तेटलां आरंभनां स्थानक ( पापनां ) जाणवां. ए सावद्य कर्म हुं वचनथी पण कदी आचरुं नहि तो करवुं, करावबुं अने भलु जाणवुं तो क्यांथी. ए प्रकारे भगवंतनुं भांखेलुं सिधान्तनुंसार वचन तेमणे निषंकपणे भांखीने मिथ्यादृष्टि लींगी, साधुना वेषधर नारा मध्ये हे गौतम; तीर्थंकर, नाम, कर्म, गोत्र उपराज्युं.

मूलः—तेणं कुवलय प्पभेणं एग भवाऽव-सेसी कउ भवोयही तडय अणूलविग्घनाम सं-घमेलाव गोयमा! अहिंसि, तेहिंच बहुहिं पाव-मइहिं लिंगीहिं लिगीणियाहिं परोप्पर मक मथ कानणं गोयमा ! तालं दाऊणं विप्पलोइयंचेव तस्स महाणूभागस महा तवस्सिणो कुवलयप्प-

# हाऽन्निधाणं कवयंच से सावज्जायरियाऽन्निहाणं सद्द करणं गगंच पसिद्धीए एवंच सद्दिज्जमाणो-वि सोतेणा अप्पसन्न सद्द करणेणं तहावि गो-यमा ! इसिंपि णकुप्पे

अर्थः–ते०तेणे कु० कमलप्रभानामा आचार्यई ए० ए-क भ० भव अ० विसेष क० कीधो भ० भवोदधि एतावता-एक अवतारी त० तिहां सं० संघ मे० मेलावो गो० हे गौ-तम अ० हुतो ते० तेणें ब० घणा पा० पापमती लि० लिं-गीएयतीवेष धारीए लि० लिंगणी ते साधवी वेषधारी प० माहोमाहि ए० एक म० मती का० कीधी गो० हे गौ-तम ता० ताली दा० दीधी मांहोमांहि ताली देइने वि०

त० ते म० महानूंभाव म० मोटा तपस्वीनो कु० कमलप्रभानाम अ० आचार्यनो क० कीधो से० ते सा० सावद्य आचार्य अ०एहवूं नाम स० एहवे नामें साद शब्द क०करिने ग० देस प्रदेशइ नाम प० प्रसिद्धकर्यो ए० एम एणी परइं स० साद करता थका सो० ते कमलप्रभा आ-चार्यने अ० अप्रसन्न पाडूइ स० सब्द क० करीने त०तो-

हेपणि गो० हे गौतम इ० थोडोइपणि ण० कोप न की-
धो पछइं ॥

भावार्थः—हे गौतम ! तेटला माटे ते कमलप्रभा आचार्यें भवोदधिमां भमवुं अने तेनो अंत करीने एकभव अवशेष कीधो. एकावतारी थया. हे गौतम ! कमलप्रभानुं वचन सांभळीने ते एकठां मळेलां लींगी, पापमति, वेषधारी साधु साधवीओए परस्पर मळी एक बीजाने ताली आपी. ते मोटा तपस्वी कमलप्रभानुं नाम सावद्याचार्य ठराव्युं; अने देशप्रदेशमां पण तेमनुं तेज नाम प्रसिद्ध करवानो प्रयत्न कर्यो. हे सावद्य ! ए प्रकारे अयोग्य शब्दे कही तेमनुं अपमान कर्युं छतां तेमनापर आचार्यें लेश कोप कर्यो नहि.

मूलः—अन्नया तेसिं दुरायाणं स धम्म
पर मुहाणं आगारधम्मा अणगारधम्मो त्नय त्न-
टाणं लिंगमेत्त नाम पव्वइयाणं कालक्कमेणं सं-
जाउ परोप्परं आगम वियारोउ जहाणं सढगा-
णंमऽसइ संजया चेव मठ देउले पडिजागिरिं-
ति खंड पडीएय समरावयती अन्नंचजाव करणे-
च्चं तंपई समारंत्निच्चमाणं जइस्साविणं नथी दो-

**स संन्नवं एवंच केई न्नगंति संजमं मोरक नि-यारं अन्ने न्नगंति ॥**

अर्थः—तिहांथि विहार कीधो अ० हवे एकदा प्रस्तावे ते० तेह दु० दुराचारी वली केहवा छे स० पोतानां रूडा ध० धर्मथी प० उपराठां मु० मुष वली केहेवा छइं आ० श्रावकना ध० धर्मथी अ० साधुना ध० धर्मथी उ० बेहु मार्गथकी भ० भ्रष्ट थया पड्या लिं० वेषमात्र लिंगमात्र ना० नाम प० पवर्जा छइं का० हवे केटलेक कालइ स० उपन्यो प० मांहोमांहि आ० सिद्धांतनो वि० विचार ज०जिम स० श्रावक ण० अणछतइं सं० साधु द्रव्य संजती म० मठ दे० देउलनी प० सश्रूषा संभारणा करइ खं० षडया प० पडयाने स० समरावे चणावे फेरी उधार करावइं अ० अनेरा पण देहरादिकनां जा० ते कांम क० करे करावे अनूमोदइं तं० ते शिषरबंध देहरानो स० आरंभ करतां थकां ज० जो जतिने सावद्य करता थकां न० नथी दो०दोषनो सं० संभव ए० एम च० वली के० कोइक भ० इम कहेछे सं० संजमते मो० मोक्षनो कारण नि०निस्तारे तारे अ०तथा वली अनेरा भ० इम कहइं ॥

भावार्थः—अने त्यांथी विहार कीधो. केटलोक समय

वित्या पछी पेला दुराचारी, श्रावक अने साधुना धर्मथी भ्र-ष्ट थएला, वेषमात्र तथा लिंगमात्रज जेमनी प्रवर्जा छे एवा कमलप्रभाना निंदको परस्पर सिद्धान्तनो विचार करवा लाग्या केः—श्रावक अणछते द्रव्यसंजति साधु मठ, देवलने समरावे; चणावे अथवा फेर उद्धार करे. अनेरां पण देहरा-दिकनां काम करे-करावे-अनुमोदे, ते शीखरबंध देहरानो आरंभ करता थका जतिने सावद्यकर्मना दोषनो संभव न-थी. वली केटलाक एम कहेवा लाग्या के-जतिने संजम एज मोक्षनुं कारण छे.

मूलः—जहाणं पासाय वडिंसए पूया स-क्कार बल विहाणाऽऽइ सुणं तिव्व व पणाचेव मोक्ख गमण एवं तेसिं मऽविइय परमट्ठाणं पावकम्माणं जं जेणासिठं सो तंचेवुद्दा मऽस्सि खलेणं मुहेण पलवइ तीहे समुठयं वाद संघट्टं नब्भिय कोइ तव्व आगम कुसलो तेसिं मज्झे। जो तत्र जुत्ता-जुत्तं वियारेइ जो पमाण मुव्वइस्सइ तहा एगे भणंति ॥

अर्थः—ज०जिम पा० प्रासादवतंसकदेहरा प्रमुषसिषर

वंध पू०पूजानुं करवुं स०सत्कार नु करवुं ब०बल वि०फल विधानादिक आ०आदि देइने ढोवुं ति०तिर्थनुं थापवुं मो० मोक्षनुं ग० जावानुं कारण ए० एमएणी परइं ते० ते अ० जिनालय करता करावतां प०परम अर्थ ते मुक्ति जावुं पा० ते पाप करमी जं०जेहने सो०ते तं०तिमज उ०ते लगांम विना अ० अश्व ख०ध्रोडइं मु०मुषे प०जिम तिम जदवा तदवा बोले ती०तिवारे स०उपनो वा०वादनो सं०संघट छे मांहो मांहि केहवा लाग्या न०नथी को०कोइ त०तिहां आ०सिद्धांतनो कु०कुसल जाण ते०ते म०मांहि जो०जो त०तिहां जू०जुक्ताजुक्त वि० विचार कहे जो० जेहने प० प्रमाण वचन उ०उपदेसक जोइए त०तिवारे ए०एक भ०बोल्यो ते मांहि थकी ॥

भावार्थः—केटलाक कहेवा लाग्या के प्रासाद वतंसक—शीखरबंध देहेरानुं करवुं, पूजा तथा सत्कारनुं करवुं, फल विधानादिक आदि दइने धोवुं, तीर्थनुं स्थापवुं; तेज मोक्ष जवानुं कारण छे. जीना लय करतां करावतां परम अर्थ ते एज के मुक्तिए जवुं ते पाप कर्मीओ लगाम वगरना घोडा नी पेठे परस्पर यदवा तदवा बोलवा लाग्या परस्पर मोटा वादनो संभव बन्यो. तेमनामां सिद्धान्त जाणवामां कुशळ कोइ हतो नहि के युक्ता युक्त विचार कहे माहो मांह्य ज-

महाणू भागेणं सो अरहा किवाणं धम्मो चेव त्वं-
मुत्तिमंतो किं बहुणा तियासिं देविंदाणंपि त्रत्तिभर
दणि जु पायजुग एसत्ति चिंतिऊणं भत्तिभर
निझरा आयहिणं पयाहिणं काऊणं उत्तिमंगेणं
संघट्टेमाणी झति निवम्हिय चरणेसू गोयमा !।

अर्थः—एक आ० आर्याए उ० उग्र त० तप च०
चरणादिक सो० सूकयू छे स० सरिर च० चर्मनइं अ०
हाड ए बे सरीरमांहे बीजू सर्व सोसवूं छइं से० सेष त० स-
रीरमांहि रह्यु छइं अ० अत्यंत त० तपरुप सि० लक्ष्मीइं
करीने दि० देदीप्यमांन सा० सावद्य आचार्य पे० देषीने
वि० आश्चर्य पांमी अं० अंतःकरण हीयामांहि प० पछे ते
आर्या विचारवा लागी नमस्तूं अ० अहो आश्चर्यभूत किं०
किस्यू ए० ए म० महानुंभाव सो० ते अ० सर्व गुणने योग्य छे
किं० घणूं स्यूं कहिए ध० धर्मरूपीउ मु० मुर्ति छइं एम दि-
से छइं कि० घणूं किसूं वषाणूं दे० देवता अने ई० इंद्र तेह-
नां वृंद तेहने वं० वंदनीक पा० चरणकमल छइं ए० एहवुं
चि० चितवीने भ० भक्तिभाव आणीने आ० आत्माने हित
आणीने प० त्रिण प्रदक्षणा का० करिने उ० मस्तके करीने

सं० संघट्टो करती थकी झ० वेगसूं नि० पडी पगे च० पग-
ने विषे वंदना किधी गो० हे गौतम ॥

भावार्थः—वेषधारी मांहेली एक साध्वीए सावद्य आचार्य के जेमणे उग्र तप करीने चरणादिक सर्व अवयवो शुकवी नाख्या छे, रुधिर मांस सुकाइने मात्र हाडकां अने चामडी रही छे; छतां उग्र तपना लक्ष्मीना तेजथी देदीप्यमान छे एवा तेमने जोइने आश्चर्य पामीने अन्तःकरणमां विचार कीधो के अहोहो ? केटलुं आश्चर्य ? ? आ महानुं भाव सर्व गुणने योग्य छे घणुं शुं कहीए ए साक्षाद् धर्मनी मुर्त्ति छे; एम जणाय छे: अतीशे शुं वखाणीए, देवता तथा इन्द्रनां वृंदने पण तेमनां चरण कमल वंदनीय छे हे गौतम आवुं चिंतवन करी संपूर्ण भक्ति भावथी आत्मामां हित लावी ते वेष धारी साध्वी ए तेमनी त्रण प्रदिक्षणा दइ मस्तके करी संघट्टो करी वेगथी पगमां पडी वंदना कीधी.

मूलः—तस्स सावज्जायरियस्स दिगोय सो तेहिं दुरायारेहिं पय पणमिज्जमाणो अन्नयाणं सो तेसिं तउ जहा जग गुरुहिं नवइठ तहाच्चेव गुरु वएसाऽणु सारेणं आणु पुव्वीए जह ठीयं सुत्तऽठ वागरेइ तेवी तहाचेव सदहई अन्नया ताव वागरियं गोयमा ! ॥

अर्थः–त ते सा० सावद्य आचार्यने ते साधवीए संघटा सहीत वंदना कीधी दि० दिठो सो० तेणे ते० तिहां दु० दुराचारी लिंगी लिंगीडीए प० पग प० प्रणाम वंदना करती थकि अ० एकदा प्रस्तावे सो० ते सावद्य आचार्य ते० तेहने त० तिहां ते परषदामांहि ज० जिम ज० जगगुरु ति० तिर्थंकरे कह्युं उ० उपदेस कर्यो त० तिमज एहवुं गू० गुरुनां उ० उपदेसनां अनूसारे आ० अनूक्रमे ज० जथास्थित सू० सूत्र अनइं अ० अर्थ वा० वषाण्यो कह्यो ते० तेपणि त० तिमज तेणी परषदाइं स० साचु सदहइं अ० वली एकदा प्रस्तावे ता० तिमज वा० काहिउ गो० हे गौतम ॥

भावार्थः—सावद्य आचार्यने ने ते साधवीए संघटा सहित वंदना कीधी; ते सर्व वेष धारीओए प्रत्यक्ष दीठुं पछी ते आचार्य यथायोग्य आसने बेसी जगगुरु तीर्थंकरे जेवो उपदेश कह्यो छे, ते गुरु उपदेशने अनुसारे यथास्थित सूत्रने अर्थ वखाण्यो. ते सभामां जे सत्य हतुं तेज सावद्य आचार्ये भांख्यु, हे गौतम ? एक दिवस

मूलः–जावणं एक्कारस एह मंगाणंच चउदसएहं पुवाणं दुवाल संगस्सणं सुय नाणस्स णवणीय सार न्नुयं सयल पाव परिहार अठ

**कम्म निमहणं आगयं इणामेव गच्छ मेरा पन्नवण मद्दा निसिह सुय खंधस्स पंचमं अज्झयणं अन्नेव गोयमा ! ॥**

अर्थः-जा०यावत्जे ए०अग्यार अं०अंगनुं च०चउद पु०पूर्वनू दु०द्वादस अंगीनुं । ण०नवनीय जिम दुध दहीनुं सार मांषण तिम श्रुत ज्ञान ज्ञाननो सार दया ते दयानुं था-पवुं तेए अध्ययन माहिज छइं ते माटे ए अध्ययननुं नांम नवनीय सार सु०श्रुत ना० ज्ञाननुंसार सा० सार भू०भूत स०सर्व पा०पापनो प०टालणहार अ०आठ क०कर्मनो नि-मरदणहार आ०एहवो अधिकार आव्यो । इ०एणीपरे अ-नुक्रमे प०परुपतां थकां म०महा नि०नि शीथ सु०श्रुत ख०स्कंध तेहनूं प०पांचमुं अ० अध्ययन अ० इहांज गो०हे गौतम ! ॥

भावार्थः—दुध, दहींनुं सार जेम माखण; तेम अगि-यार अंग, चौद पूर्व, द्वादश अंगीनु श्रुतज्ञान-ज्ञाननो सार दया; ते दयानुं स्थापवुं जे अध्ययनमां छे, ते जे माटे तेनुं नाम नवनीय सार-श्रुतज्ञाननुं सारभूत, सर्व पापनुं टालण-हार तथा कर्मनुं मर्दनहार एवो अधिकार आव्यो. तेने अ-

सूयनाणस्स असइं चुक्क खलियं पमाय संकादी-
स न्नयत्तणं पयऽक्कर मत्तबिंदुमवि एक्क पन्नवि-
ज्ञा अन्नहावा पन्नवेज्ञा संदेहवा सुत्तऽत्थं वक्का-
णेज्ञा अवहिए अनुगस्स वक्काणेज्ञा ॥

अर्थः—ती०तेणी अ०आर्याए उ०मस्तके करिने च०प-
गे लागति थकि पु०संघटो किधो तं०ते स० सघले पणि
दि०दिठो मे०मुजने ए०एलिंगीए तो०तो ज०जिय म०मा-
हरु सा०सावद्य आचार्य अ०अभिधांन नांम क०किधु त०
तिमज अ०हवे अनेरुं वली किं०कांइक ए०ए सु०सुर्ष कं०
अनवली क०कहीस्र अ०अनेजो अनेरे प्रकारे सु०सुत्र अ०
अर्थ प०परुपणा करिस्य ता०तो म०मोटि आ०आसातना-
थाइं तो०तोकिस्यूं क०करूं मे०हूं ए०इहां कि०किस्यूं ए०ए
गा०गाथा पो०प्रगोपना करूं एटले गोपवुं कि०किम अ०अ-
थवा बीजू प०परूपूं अ०अथवा हा०हाहा !! इतिखेद ण०
एजूगतु मुजने नहि उ०इह लोक अने परलोकने विषे अ०
अत्यंत ग०ग्रहणीक आ०आत्माना हि०हेतना० अ० अर्थिने
ण०एहवुं न घटे ज०जोए मे०मे स०ते स०समय अ०अभिप्रा
य ज०जिम जे०जे भि०साधु दु०द्वादशांगी तेहनां जाण

सु०श्रुतज्ञानी अ०एकवार चु०चुके ख०पलाइं प०प्रमादे सं० संकाइं करी भ०भयेकरि प०पद अ०अक्षर म०कानोमात्र बिं०बिंदुआदि ए०एक प०गोपवे अ० अन्यथा जुठु प०प- रूपे सं०संदेह सहित सु०सुत्र अने अ०अर्थ व०वषाणे कहइं अ०अविधी अ०उपयोगविना व०वषाणे ॥

भावार्थः—ते आर्याए माथावडे मारा पगनो स्पर्श क- र्यो छे, ते सघळांए दीठुं छे. ते वेषधारीओए प्रथम मारुं नाम 'सावद्य आचार्य पाडयुं छे;* वळी कोण जाणे मूर्ख, के एवुं बीजुं शुंए नाम पाडशे. जो खोटो अर्थ करुंछुं तो मो- टी आशातना थायछे त्यारे हवे मारे शुं करवुं; गाथाने छा- नी राखुं, अथवा बीजुं कांइ कहुं? हा? हा? इति खेद! एम करवुं मने घटे नहि. आ लोक तथा परलोकने विषे गृ-

* प्रथम कमलप्रभा आचार्यने विनंती करी हती के- तमे एक चोमाशु अत्रे करो तो घणां जीनालय (जीननां दे- रां) थाय. आ प्रमाणे वेषधारीओनुं वचन सांभळी आचार्य बोल्या के अहो प्रिय! जेटलां जीनालय छे ते सर्व सावद्य (पाप) नां स्थानक जाणवां. ते हुं करुं नहि, करावुं नहि अ- ने करताने भलुं जाणु नहि. आ प्रमाणे कही तेनी विनंती कबुल करी नहि. तेथी ते सर्व एकठा मळीने कमलप्रभा आचार्यनुं नाम "सावद्यओ" पाडयुं. मतलब के—कमलप्र- भाए कह्युं हतुं के हुं सावद्य करणी भली पण न जाणुं ते- थी तेनुं नाम "सावद्य" पाडयुं.

हाणिक आत्माना हितना अर्थीए एवुं करवुं योग्य नहि; द्वादशांगी तेना जाण श्रुतज्ञानी साधुए एकवार चुकीने अथवा प्रमाद के खलताथी किंवा शंकाइने पदे करी अक्षर, कानो मात्र, बिंदु इत्यादि गोपवे अथवा जूठो प्ररुपे के संदेह सहित सूत्र तथा अर्थ वखाणे; अविधे उपयोग विना वखाणे

मूलः—से भिक्खू अणंत्त संसारी भवेज्जा तं किंचि हं जंहोही तंच भवउ जहट्ठिय चेव गुरुवए साऽणू सारेण सूत्तऽत्थं पवक्खामिति चिंतिऊणंगोयमा वखाया णिक्किलावयव विसूधा सा तेण गाहा एयाऽवसरंमि चोइउ गोयमा ! सो तेहिं डुरंत पंत लक्खणेहिं जहा जइ एचंता तुम्हंऽपि ताव मूल गुण हीणो जाव णसन्नरसूत जतदिवसं तए अच्चाए तुज्जं वंदणागं दाउ कामाए पाए उत्तमंगेणं पुठे ताहे इह लोगाय सहिरूक्करसथरी हूउ गोयमा !

अर्थः—से०ते भि०साधु अ०अनंत सं०संसारी भ०थाइं तं०तो किं०किम इ०इंहा जं०जिमद्दोण हारहोइं तं०तिमज

भ०हजो ज०पछे यथातथ्यजेहवो चे०पुरणे गु०श्री गुरुनां उपदेशना अ०अनुसारइं सु०सुत्र अने अ०अर्थ प०ए गाथा कहुं चिं०इम चिंतवी वीमासी नइं गो०हे गौतम! व०वषाणी णि०असखलितपणे ए तले अविपरीतपणे वि०निर्मलचिंते सा०ते ते०तेणे गा०गाथाकही ए०एहवा अ०अवसरने विषे चो०प्रेरयो गो०हे गौतम! सो०तै आचार्यने ते०ते दु०भुंडा ल०लक्षणने धणीइं ज०जिम ज०जो जद्यपिई मछे तु०तुम्हे-पण ता०तो मू०मूल गु०गुणे करी ही०हीणाछो जा०जा-वत् ण०पूर्वली वात संभारो शुं वीसरीगइ नथीसांभरति ज०जोते दि०दिवसने विषे त०तेणी अ०आर्याए तु०तुम्हने वं०वंदनां दा०करता थका पा०पगने विषे उ०मस्तके करी पु०फरसी संघटो कर्यो ता०तिवारे इ०इह लोकनां भयथी बीहतो स०त्रिलषो घांभरो हु०थयो गो०हे गौतम!

भावार्थः—ते साधु अनंत संसारी थाय. माटे जेम थवानुं होय तेम थाओ परंतु मारे तो जेवो छे तेवोज अर्थ निरुप-ण करवो. एवो विचार करी गुरुना उपदेशने अनुसारे सूत्र, गाथा-अर्थ जेम हतां तेमज वखाण्यां. हे गौतम! निर्मल चित्ते तेणे गाथा कही. ए अवसरे पेला वेषधारीओ आचा-र्य प्रत्ये बोल्या—पूर्वनी वात शुं आपने याद नथी; के ते दि-वसे पेली आर्याए आपने वंदना करतां मस्तकथी पगने

स्पर्श करी संघटो कर्यो; हे गौतम! वेषधारीओनुं वचन सांभळी आ लोकना भयथी सावद्य आचार्य गाभरो थयो.

मूलः—सो सावज्जायरिउ चिंतिउ जहा मम सावज्जाऽऽयरियाऽन्निहाणं कय इमेहिं तसा तंऽपि किंपि सपई काहिति जिणंतु सव्वलोए अ-णुज्जो न्नविस्सं ता किमित्थं परिहारगं हाहा मित्ति चिंत्ति माणोण संभरियं तित्थयर वयणं जहाणं जे केइ आयरिएवा मयहरएवा गच्छाऽहिवइ सूय-हरे न्नवेज्जा ॥

अर्थः—सो०ते सा०सावद्य आचार्य चि०इम चिंतववा लाग्यो ज०जिम म०माहरूं सा०सावद्य आचार्य अ०नाम क०कीधुं इ०वली पापमतीइहांहमणां त०तिमजपणि किं० कसुंए स०जद्वा तद्वा का०कहिसे जि०ज्निणे करी स०सर्व लोकने विषे अ०अण पूजनीक भ०थाइस महिमा जासे ता० तो किं०किस्यो इ०इहा प०पडुत रआपूं हा०ईतपेद? इ०एम चिं०चिंतवता थका स०सांभर्युं ति०तिर्थंकरनूं व०वचन ज० जिम जे०जे के०कोइ आ०आचार्यादिक वा०अथवा म०उ-

पाध्यादिक वा०अथवा ग०गछनां अधिपती टोलानां धणी सु०सुत्रना धरनार ते बहु श्रुत भ०होई

भावार्थः—ते विचार करवा लाग्यो—एक वखत एमणे मारुं नाम सावद्य पाडयुं छे, जो हुं फरी बोलीश तो वळि ए पापमति कोण जाणे बीजुं शुंए यद्वा तद्वा बोलशे. जेथी हुं लोकमां अपूजनिक थइश एटलुंज नहि परंतु मारो महिमा जशे; त्यारे हवे हुं एमने शो प्रत्युत्तर आपुं; आम खेदयुक्त विचार करतां करतां वळी तीर्थंकरनुं वचन सांभरी आव्युं. 'जे कोइ आचार्यादिक अथवा उपाध्यायादिक गच्छना अधिपति एटले टोळांना धणी सूत्रना धरनार ते बहुश्रुत होय.

मूलः—सेणं जं किंचि सवन्नू अणंत णाणीहिं पावावय ठाण पन्निसिहियं तं सवं सूयाणं सारणं विन्नाय सवहा सव पयारेहिंणं णोसमायरेज्जा णोणं समारिज्जमाणं समणू जाणेजा से रागेण वा दोसेण वा कोहेण वा माणेण वा मायाए वा लोभेण वा भएण वा हासेण वा गारवेण वा दप्पेण वा पमाएण वा असइ चुक्क खलिएण

वा दिया वा राओ वा एगो वा परिसागओ वा सु-
ते वा जागरमाणे वा ॥

अर्थः—से०ते जं०जे किं०कांइ स०सर्वज्ञ तिर्थं करइं अ० अनंत णा०ज्ञानीइं पा०पाप आववानां ठा०अढार स्थानक ते प०ते निषेध्या तं०ते स०सर्व सू०श्रुत ज्ञानने सा०अनुसारें करि वि०जाणीनइं स०सर्वथा स०सर्व प्रकारे करी णो०स-माचरे नही णो० आचरे नही स० समाचरतानइं न०स० अनुमोदे नहि भलु करी जाणे नहि से० ते रा० रागे करी वा० अथवा दो० द्वेषे करी वा० अथवा को० क्रोधे करी वा० अथवा मा० माने करी वा० अथवा मा० मायाए करी लो०लोभे करी भ० भयेकरी हा० हांसे करी गा०गारवे करी द०अहंकारे करी प०प्रमादे करीने अ०एक वार थोडूं चू०चूक्यो ख०पलाणो दि०दिवसने विषे वा०अ-थवा रा०रात्रिने विषे ए०एकलो थको प०परिषदा मांहि बेठो थको सु०सुतो थको जा०जागतो थको ॥

भावार्थः—सर्वज्ञ तीर्थंकर भगवाने पाप आववानां जे अढार स्थानक निषेध्यां छे ते सघळा श्रुतज्ञानने अनुसारे जाणीने सर्वथा प्रकारे समाचरे नहि; अनुमोदे नहि, भलु

